# અલ-ઇસલામ.

## ભાગ ૧ લો.




કર્તા

**વલીમોહમ્મદ છગનભાઇ મોઅમિન.**

તથા

**નિઝામુદ્દીન અમીરૂદ્દીન કુરેશી.**

પાંચપટી, અમદાવાદ





પ્રકાશક

**નિઝામુદ્દીન અમીરૂદ્દીન કુરેશી,**

માલેક-નિઝામીયા બુક ડેપો,

**પાંચપટી, અમદાવાદ.**





આવૃત્તિ ૧ લી    પ્રત ૧૦૦૦

હિજરી ૧૩૩૫    ઈ. સ. ૧૯૧૬




**કીમત દોઢ રૂપીઓ.**

---


આ પુસ્તક ધી નિઝામીયા પ્રીન્ટીંગ વર્કસ પાંચપટી અમદાવાદમાં મી. નિઝામુદ્દીન અમીરૂદ્દીન કુરેશી તથા પહેલો ફરમો ધી ક્રાઉન પ્રીન્ટીંગ વર્કસ પાંચપટી અમદાવાદમાં ભાવસાર ત્રીકમલાલ સાંકળચંદ તથા ગોશાઇ કેશવગીર રામગીર છાપ્યો છે.

# અર્પણ પત્રિકા.

અમે

અમારા

આ પુસ્તકને

અમારા દિલી દોસ્ત અને

**ભાઇ મોહમ્મદ જમીલુદ્દીન ફસીહુદ્દીન**

**ગવસી** સાહેબ બી. એ. (અૅલીગ)ને

મોહોબ્બતની નિશાની તરીકે

અર્પણ કરતાં આનંદ

માનીએ

છીએ.

લી.

**વલીમોહમ્મદ સી. મોઅમિન**

અને

**નિઝામુદ્દીન એ. કુરેશી.**

૭૮૬

# અનુક્રમણિકા.

# દિબાચો.



સર્વ જગત અને આલમોના પાલણહાર પરવરદિગાર—રબ્બુલ આલમીનના હમ્દ—(સ્તુતિ) સાથે, તથા સર્વ આલમો અને સૃષ્ટિઓ માટે રહેમત એટલે કૃપારૂપ—રહેમતુલ લિલ આલમીન, ખાતેમુન નબીય્યીન—એટલે સર્વ પેગમ્બરોમાં છેલ્લાં પેગમ્બર **હઝરતે મોહમ્મદ સલ૦** અને તેમની અહલેબૈત અને અસહાબો ઉપર સલવાત* સાથે, અમારા વાંચક વર્ગ સમક્ષ સંક્ષેપ્ત દિબાચા રૂપે પ્રથમના બે શબ્દ બોલવા તક લઇયે છીએ.

જે પુસ્તક અમે વર્ષો થયાં પ્રગટ કરવાનું પ્રસંગોપાત જાહેર કરતા આવ્યા હતા અને તે અમારી પાસે ઘણાં વર્ષોથી પ્રગટ કરવાના સાધનોની કમીના કારણથી જેમને તેમ લખાઇ પડયું રહ્યું હતું. તે પુસ્તકનો આ પહેલો ભાગ અમારા વાંચકો સમક્ષ રજુ કરતાં અમને જેટલો આનંદ થાય તેટલો થોડો છે.............જો તે પુર્ણ છપાવી પ્રગટ કરવા અમે શક્તિમાન થયા હોત તો અમારી ધારણા અને આનંદનો પાર રહેત નહીં. પરંતુ માણસ જાતની સર્વ ઇચ્છાઓ—જો કે તે ગમે તેવી ઉંચી અને ભલી હોય, છતાં એકજ વખતે પુરી થવી મુશ્કેલ છે! આ પુસ્તકમાંના ચાર વિષયો અગાઉ ન્હાના ન્હાના ટ્રેકટના રૂપમાં છપાવી પ્રગટ કરવામાં આવેલા હતા જે સર્વ આ પહેલા ભાગમાં આવી ગયા છે અને તે ઉપરાંત સોળ વિષયોનો સમાવેશ કરી પહેલો ભાગ વીશ પ્રકરણો ઉપર સમાપ્ત કરવામાં આવ્યો છે.

જે વિષયોની ચર્ચા આ પુસ્તકમાં હાથ ધરવા અમે હીમ્મત ધરી છે તે વિષયો ઘણાં ગહન છે.—તે વિષયોને અમે પુર્ણ ઇન્સાફ આપી શકીયે તે અમારી શક્તિ બહાર છે—છતાં શરૂઆત કરવા ખાતર તથા ગુજરાતી ભાષામાં આવા પ્રકારના લેખો વધારે પ્રમાણમાં પ્રગટ થવાનુ મેદાન ખુલ્લુ થાય તથા **ઇસ્લામ** જેવા મહાન ધર્મની ખુબીયો તથા તેના ગૌરવો તેના માનનારાઓના મનને વધારે પ્રકાશિત કરે, બીજા ધર્મના આગેવાનો જેઓ **ઇસ્લામ** ધર્મમાં વાંધા કાઢે છે અને તે વાંધાઓ સાંભળી ભોળા મુસલમાનો જેઓ ઉર્દુ ફારસી ભાષાએ નહીં જાણવાના કારણથી ભરમાય છે તેવા મુસલમાનો આ પુસ્તકમાંથી તેવા કેટલાક વાંધાઓના જવાબ તથા સમા-

* રહેમત કૃપાની દુઆ.

ધ્યાન મેળવી **ઇસ્લામ** ઉપર આંધળી આસ્થાની જગ્યાએ સમજ અને જ્ઞાન સાથેની આસ્થા પ્રાપ્ત કરી શકે એ ખાતર આ અમારો એક અદના પ્રયાસ છે. ટુંકામાં આ પુસ્તક અમે તમો મુસલમાન ભાઇયોજ માટે લખ્યું છે એટલે આશા છે કે તેની કદર કરી ગુજરાતી સાહિત્યમાં આવા અનેક પુસ્તકો પ્રગટ કરાવવામાં સ્હાયભુત થશો.

અમારે કબુલ કરવું પડે છે કે આ પુસ્તકમાં ઘણી ખામીઓ છે: પરંતુ **ઇસ્લામ** ધર્મને લગતાં વિષયોને ગુજરાતી ભાષામાં પુર્ણ રીતે ચર્ચાવી શકવા એટલે દરજ્જે હજુ પ્રસંગ ઉતપન્ન થયો નથી. અમે આશા રાખીયે છીએ કે જેમ જેમ પ્રસંગ ઉત્પન્ન થતો જશે તેમ તેમ વધારે સારા લેખકો આ મેદાનમાં ઉતરી સુધારા અને વધારા સાથે આ વિષયોને ચર્ચાવી પ્રગટ કરી ગુજરાતી સાહિત્યમાં અગત્યનો ઉમેરો કરવા સાથે જેમ ઉરદુ ભાષા જાણનારા અને **ઈસ્લામ** સંબંધીનો સર્વ ખજાનો ઉરદુમાંથીજ મળી શકે છે તેમ ગુજરાતી મુસલમાનોને **ઇસ્લામ** ધર્મના જ્ઞાનનો અમુલ્ય ખજાનો પુરો પાડી શકશે, વળી અમારે એ પણ કબુલ કરવું પડે છે કે અમે આ પુસ્તકની છપામણીમાં, કેટલાંક અનિવાર્ય કારણોને લઇને તથા કુદરતી રીતે આવી પડતી મુસીબતોને લીધે જેનું વર્ણન આ સ્થળે અપ્રાસંગિક હોઇ કરવું ઉચિત નથી, જોઇએ તેવી દેખરેખ રાખી શકયા નથી અને તેનું પરિણામ કેટલાંક વાકયો અધુરા રહી જવામાં, જોડણી અશુદ્ધ હોવામાં, અરબી શબ્દોના ઉચ્ચારની ભુલોમાં, ઘણા અંગ્રેજી શબ્દોના સ્પેલીંગ બરાબર નહીં હોવા ઇત્યાદીમાં આવ્યું છે. આવી ખામીયો ખરેખર માફ નહીં કરવામાં આવે તેવી છે, તોપણ પુસ્તકની ઇબારતનો મતલબ નાશ નહીં થએલો હોવાથી અમે આશા રાખીયે છીએ કે વાંચકો સુધારીને વાંચી આભારી કરશે.

જેમ ઉપર લખી ગયા તેમ આ પુસ્તક ગુજરાતી મુસલમાનોના ઉપયોગ માટે-તથા કેટલાંક ગુપ્ત રીતે મુસલમાની ધર્મ પાળતાં ગુજરાતી લોકોના માટે લખવામાં આવ્યું છે. પરધર્મીઓના માટે લખવામાં આવ્યું નથી તોપણ **ઇસ્લામ** ધર્મનો સંબંધ દુન્યાના સઘળા ધર્મોની સાથે હોવાથી બીજા ધર્મો વિષે પણ પ્રસંગોપાત ચર્ચા કરવામાં આવી છે. **ઈસ્લામ** એ દુન્યામાં છેલ્લામાં છેલ્લો આકાશી ધર્મ છે. તે અગાઉના સર્વ ધર્મ અમુક દેશ અને અમુક પ્રજાના ઉપદેશ અર્થે હતા—સાર્વજનિક ધર્મ હતા નહીં. જેવી રીતે હાલ સાયન્સ વિદ્યાની વૃદ્ધિના કારણથી દુન્યાના દેશોનો સંબંધ ઘાડો થયો છે. એક દેશથી બીજા દેશ સાથેનો સર્વ પ્રકારનો વ્યવહાર સરળ અને સ્હેલો થઇ પડયો છે, એક વિચાર ગમે તે દેશમાં પ્રગટી વિજ-

ના વેગે આખી દુન્યામાં તે વિચાર એક દિવસમાં ચારે તરફ પ્રસરી શકે
તેવી રીતે અગાઉ બની શકે તેમ હતું નહીં તેથી જુદી જુદી પ્રજાઓને
ને દેશોને જુદા જુદા પેગમ્બરો તે દેશની સ્થીતિ અનુસાર બોધ આપતા
ને ધર્મ શીખવાડતા પણ જ્યારે આખી દુન્યાના સર્વ દેશોને તથા સર્વ
જાઓને એકત્ર થવાનો વખત, વ્યવહાર આદાની સ્હેલાઈ અને સરળતાના
રણે, સમીપ અને નજીક આવવાનો થયો ત્યારે સર્વ દુન્યાના માલેક
વરદિગારને એકજ ધર્મ જે સર્વ પ્રજાઓ અને દેશોને અનુકૂળ આવે
ને જેમાં અગાઉના સર્વ ધર્મોના તત્વો શમાઇ જાય તેવો સાર્વજનિક અને
ર્વગ્રાહી ધર્મ—**ઇસ્લામ** મોકલવાની જરૂરત જણાઈ અને તે અનુસાર
ણે **હઝરત મોહમ્મદ સલ૦** મારફત **ઇસ્લામ** ધર્મનો બોધ કર્યો. આ કાંઈ
ો ધર્મ હતો નહીં પરંતુ જે કાંઈ અગાઉના પ્રજાકીય અને જુદા જુ
ાના પેગમ્બરો શીખવાડી ગયા હતા તેઓનો સાર એકત્ર કરી એકજ
મથી પ્રગટ થયો હતો. **ઇસ્લામ** સર્વ ધર્મોના તત્વસારને પોતામાં ધરા-
ા હોવાથી, બીજાં ધર્મોના ઇલ્લાહી જ્ઞાન સંબંધી ઉપદેશોને પુર્ણ
ાહી જ્ઞાનને શીખરે પહોંચાડનાર હોવાથી, જે ભાષા દુન્યાના સર્વ ધર્મોના
દેશો બોધ અને વિચારોને વર્ણન કરી શકે તેવી બહુ થાડી હતી તે
**રબી** ભાષામાં ઉતારવામાં આવ્યો. **અરબી** ભાષા વિના બીજી કોઈ
ષા તેવા સાર્વજનિક કાર્ય માટે લાભદાઇ હતી નહીં અને તે અરબ
માં પણ પ્રથમ એટલાજ માટે ઉતારવામાં આવ્યો કે **ઇસ્લામ** સર્વ
અને સર્વ પ્રજાઓને ધર્મની રેહણીમાં એકઠા કરવાને મોકલવામાં આ-
ા હોવાથી તે અરબ દેશથીજ આખી દુન્યામાં પ્રસરી શકતો હતો. આ-
બોજ એવી પ્રજા હતા કે તેઓ તેમના દેશની આબો હવાના કારણે
જબુત બહાદુર લડવૈયા સાહસિક બીજા દેશોની આબો હવા ખમી શકે,
મીં લાંબી મુસાફરીઓ કરી શકે તથા કશાથી ન ડરે અને હીમ્મત ન
રે તેમજ સહનશિલતા અને ધિરજ ન ત્યજે તેવા હોવાથી, **ઇસ્લામ**
ર્મનો સંદેશો આખા જગતમાં લઇ જઇ શકતા હતા, બીજી પ્રજા સર્વત્ર
સંદેશો પહોંચાડવાનું કાર્ય કરી શકે તેવી હતી નહીં. આવી રીતે
**સ્લામ** પોતાના પેટામાં સર્વ ધર્મોના સત્ય તત્વોને શમાવતો હોવાથી તથા
ર્વ ધર્મોના છેલ્લાં પરિણામ અને અરક રૂપે હોવાથી તેના વિષે વિવેચન
તાં બીજા ધર્મો વિષે પણ વિવેચન કરવું પડયું છે નહિ તો અમો સર્વ
ર્મ લાવનાર પેગમ્બરોને અને જગતકર્તાનો માર્ગ દેખાડનાર મહા. ઓને
ટે માન ધરાવીએ છીએ તેમને માનવું એ ઇસલામ ધર્મનું અગત્યનું

ફરમાન છે. ઇસ્લામનો અર્થ સલામતી થાય છે અમે સર્વના માટે સલામતી ઇચ્છીએ છીએ. સલાહ સંપ અને સલામતી અમારો હેતુ છે. **જનાબે હાફેઝ** ( અલયહિર રહેમા ) નો નીચેનો શેર અમારો ઉદ્દેશ છે અને જે ઉપર આ દિબાચાની સમાપ્તિ છે.

بیا کہ نوبت صلح است و آشتی و صفا
બિયા કે નવબતે સુલ્હ અસ્ત વ આસ્તિયો સફા
کہ با تو نیست مرا جنگ و ماجرا حافظ
કે બા તૂ નીસ્ત મરા જંગો માજરા **હાફીઝ.**

ભાવાર્થ—આવ! સલાહસંપ, મિત્રાચારી, હળવા મળવા અને સફાઇનો પ્રસંગ છે. ( જનાબ હાફેઝ–લિસાનુલ ગેબ ( એટલે અદ્રશ્યની જીભ ) કહેવાય છે. તેઓએ જાણે આ શેરમાં ભાવિષ્ય ભાખ્યું હોયની ! નામદાર અંગ્રેજ સરકારના અદલ ઇન્સાફના રાજ્યના કારણથી ખરેખર સુલાહ સંપ અને હળીમળી રહેવાનો પ્રસંગ મલ્યો છે ) કેમકે હે ! હાફીઝ, મારે તારી સાથે જંગ કે તકરાર કરવાપણું નથી.

સેવકો

**વલીમોહમ્મદ સી. મોઅમિન**

તથા

**નિઝામુદ્દીન એ. કુરેશી.**

---

## સુચના.

આ પુસ્તકમાં જે જગ્યાએ નામની સાથે નીચે મુજબ શબ્દ લખાયા હોય તે જગ્યાએ નીચે મુજબ વાંચી નીચે મુજબ અર્થ સમજવા.

સલ૦ / સ૦ — સલ્લલ્લાહો અલયહે વ આલેહી વ અસહાબેહી વ સલ્લમ ( તેમના ઉપર અને તેમની આલ તથા અસહાબો ઉપર સલવાત હોજો. )

હ૦ — હઝરત

જ૦ — જનાબ

અલ૦ / અ૦ — અલયહિસ્સલામ ( તેમના ઉપર સલામતી હોજો. )

રદી૦ / ર૦ — રદી અલ્લાહો અન હુ ( અલ્લાહ એમનાથી રાજી થયો. )

ક૦ — કરમલ્લાહો વજહુ ( અલ્લાહે એમને બુઝુર્ગ બનાવ્યા. )

بسم الله الرحمان الرحيم

# અલ-ઇસ્લામ.

## પ્રકરણ પહેલું.



### ઇસ્લામના અર્થ.

ઇસુખ્રિસ્તે પ્રસારેલો ધર્મ ક્રિસ્ચાનીટી (ખ્રિસ્તી ધર્મ) કહેવાય છે અને તે નામ તેના સ્થાપક Christ (ઇસુખ્રિસ્ત) ઉપરથી પડેલું છે. હઝરત મુસા અને મહાત્મા બૌધે પ્રસારેલાં ધર્મો પણ તેમના સ્થાપકનાજ નામો ઉપરથી ઓળખાય છે, જે તેમના સ્થાપક પ્રત્યેનો એક પ્રકારનો સ્પષ્ટ પક્ષપાત (Partiality) દર્શાવે છે પરંતુ **હઝરત મોહમ્મદ સલ૦**નો ધર્મ તદ્દન નિષ્પક્ષપાત( Impartial ) છે, તેનું નામ તેના સ્થાપકના નામ ઉપરથી પડેલું નથી, પણ તેનું નામ સ્થાપકના નામથી તદ્દન જુદી રીતે **ઇસલામ** છે, આપણે ઇસલામ વિષે કાંઇ વધુ વીવેચન કરીએ તે પેહલાં **ઇસલામ** શબ્દના **અર્થ** વિષે વાદ કરવો વિશેષ અવસ્યનો થઇ પડશે. ઇસલામ શબ્દનો મુળ અર્થ, શાંતી, સહી–સલામતી, મુકિત (નજાત) ખુદાની મરજીને તદ્દન આધિન થઇ જવું અને સત્ય પામવા માટે અથાગ પ્રયત્નો કરવાનો થાય છે. ઇસલામ તે ખરેખર માણસને પરિપુર્ણતા (કમાલ)ની પદ્વીએ પહોંચાડે છે. જગકર્તાએ પોતાની સર્વે સૃષ્ટિમાં યથાસ્થિત એક પ્રકારની પરિપુર્ણતાનો ગુણ મુકેલો છે, અને જ્યાં સુધી જે વસ્તુ તે પરિપુર્ણતાના ગુણને પ્રાપ્ત કરતી નથી ત્યાં સુધી તે વસ્તુની જેવી જોઇએ તેવી કીમ્મત કિંવા તુલના થઇ શકતી નથી. દૃષ્ટાંત રૂપે આપણે બળદોમાં હળ ખેંચવાનો, બોજો ઉપાડવાનો, ગાડાં ખેંચવાનો, ઘોડાઓમાં અસ્વારી આપવાનો ગુણ

રહેલો જોઇએ છીએ, પરંતુ જ્યાં સુધી તેઓમાં તે ગુણ સંપુર્ણતાએ પોંહચેલો હોતો નથી ત્યાં સુધી આપણે તેની ખરી કીમ્મત કરી શકતા નથી. આ પ્રાણીઓમાં આ ગુણ સ્વભાવિક રીતે રહેલો છે એમ આપણું માનવું છે, પણ જ્યાં સુધી ખેડુત અથવા ચાબુક સવાર તેમને કેળવવા માટે પ્રયત્નો કરતા નથી ત્યાં સુધી તેમનો એ ગુણ કેટલેક દરજ્જે ઢંકાએલો રહે છે અને જે સંપુર્ણતા સુધી ખીલવવો જોઇએ તે સંપુર્ણતા સુધી ખીલતો નથી. આ ઉપરથી આપણે એમ માનવું પડશે કે તમામ સૃષ્ટ પદાર્થો અને પશુ-પંખીઓ કરતાં શ્રેષ્ટ માનવ જાત પણ કોઇ પ્રકારની પરિપુર્ણતા પ્રાપ્ત કરવા માટેજ ઉત્પન્ન કરવામાં આવેલી હોવી જોઇએ. કેમકે જ્યારે આપણે જોઇએ છીએ કે સૃષ્ટીમાંની કોઇ પણ વસ્તુ નક્કામી અને વ્યર્થ પેદા કરવામાં આવેલી નથી અને કાંઇને કાંઇ ઉપયોગ માટેજ હોય છે ત્યારે માનવ જેવી સૃષ્ટી કે જેમાં પ્રકાર પ્રકારની શકિતઓ અને પ્રકાર પ્રકારના ગુણ રહેલાં છે તે કેમ નિરર્થક અને વ્યર્થ હોઇ શકે? સર્વે માણસ જાતે, કયા પ્રકારનો પરિપુર્ણ ગુણ પ્રાપ્ત કરવાનો છે તે હવે શોધવાનું રહ્યું. અહારવિહાર, દ્રવ્ય, સત્તા ઇત્યાદી માયિક વસ્તુઓના ઉપભોગ અર્થે આ આખું જગ મંડળ રચાયું હોય એમતો બુદ્ધિને રૂચતું નથી કેમકે જ્યારે એવા પ્રકારના ઉપભોગ પશુ પંખીઓ પણ કરે છે, ત્યારે માણસમાં અને તેમનામાં તફાવત શો રહ્યો? જેનામાં માયિક વસ્તુઓ સંપુર્ણતાએ પોંહચી હોય તેને તો માણસ કહી શકાય નહીં, તેથી ધારવા પ્રમાણે માણસે જે પરિપુર્ણતા (કમાલ) પ્રાપ્ત કરવાની છે તે ધર્મની પરિપુર્ણતામાં સમાએલી છે. ધર્મ એજ સૃષ્ટીનું મંડાણ છે, ધર્મથીજ સૃષ્ટીનું અખંડ ચક્કર ફરતું આવ્યું છે. જે માણસ ધર્મની અવગણના કરે છે તે ખરેખર માણસની દૃષ્ટીમાં પશુ તુલ્ય છે. અહીંઆ ધર્મ કોને કહેવો એ સવાલ પેદા થાય છે. એમતો જગતમાં ઘણાં વાદ અને મતો છે, અને તે પ્રમાણે ચાલનારાં તેનેજ પોતાનો ધર્મ માની સંતોષ માને છે, પણ ધર્મમાં જે જે સંપુર્ણ ગુણોનો સમાવેશ થએલો છે તે ગુણો સંપુર્ણ રીતે જ્યાં સુધી પ્રાપ્ત થાય નહીં ત્યાં સુધી તે ધર્મે ચાલનારો કહેવાય નહીં. ઇશ્વરનું એકત્વતાપણું, બુદ્ધિ, પવિત્રતા, શુરવિરતા, ન્યાય, ધૈર્યતા, દઢતા, પાડ (ઉપકાર), પ્રેમ, ત્રાસ, ઉદારતા, હીમ્મત, સખાવત, દિલગીરી, લાજ, ક્રોધ, સ્તુતી, સ્મરણ, રટણ, સત્યતા, પ્રમાણકતા, અમાનત, નમ્રતા, દેશદાઝ, ધર્મદાઝ, મુક્તિ, શ્રદ્ધા, કલ્પના, ચિંતન, સમાધી,

નિવૃત્તિ, કૃતવ્ય, અલંકાર, પ્રાર્થના, ભક્તિ, વફાદારી, પરની સ્હાય, આત્મ સ્હાય, ફરજ (ડ્યુટી), વચન, વિશ્વાસ, સહનશિલતા, તવક્કલ, તાબેદારી, પશ્ચાતાપ, કર્યા કર્મ માટે ક્ષમા માંગવી (ઇસ્તેગફાર), આસ્થા ઇત્યાદી એટલી બધી શકિતઓ અને ગુણો માણસ જાતમાં રહેલાં છે કે તે ગુણો અને શક્તિઓ બીજા પ્રાણીઓમાં જોવામાં આવતી નથી. હા, પ્રીતી, વફાદારી અને ત્રાસ અથવા ભય, એ ગુણો અને શક્તિઓ બીજા પ્રાણી વર્ગમાં છે, પરંતુ ઉંડા વિચારથી જણાશે કે તે ગુણો જેવા રૂપે માણસમાં રહેલાં છે, તેવાં રૂપે પ્રાણી વર્ગમાં નથી. આ સર્વ શક્તિઓને ખુદાની રાહમાં અર્પણ કરવાને અને તેનીજ મરજી મુજબ તે શક્તિઓનો ઉપ્યોગ કરવાને ધર્મ કહે છે. અને કુરઆની ધર્મની રૂએ તેનું નામ **ઇસલામ** છે. કુરઆનમાં વર્ણવેલું છે કે માણસે પોતાની જાતને પોતાની સર્વે શકિતઓ સહીત ખુદાની રાહમાં અર્પણ કરવાને અને જાણે ખુદાને જુવે છે. તેવી રીતે પોતાની અને તેની વચમાંનો ગફલતનો પરદો ઉપાડી લેવાને **ઇસલામ** કહે છે. કોઇ પણ શકિતએ તેની આજ્ઞાનું ઉલંઘન કરી પોતાની મરજી મુજબ ન વર્તવાનેજ ધર્મ કહે છે અને તેવો ધર્મ માત્ર ઇસલામજ છે, કેમકે આવી શકિતઓને કેવે ઠેકાણે અને કયા સ્થળે વાપરવી અને તેનો કેવી રીતે ઉપ્યોગ કરવો તે કોઇ શિક્ષકના શિક્ષણ વિના બને તે અસંભવિત છે. અને તે શિક્ષક પણ પોતાની મન ઘડત થીઅરીઓ (સંપ્રદાય) લડાવનારો હોવો જોઇએ નહીં કેમકે જો તે પોતાની મન ઘડત થીઅરીઓ પ્રમાણે વર્તવાનું શિક્ષણ આપે તો, તેમાં અલ્લાહ રાજી છે કે નહીં એ શક ભરેલું રહે છે, અને જ્યાં સુધી તેની મરજી અને ખુશી મુજબ શકિતઓનો ઉપયોગ કરવામાં ન આવે ત્યાં સુધી ખરો ધર્મ કે **ઇસલામ** કહેવાય નહીં, માટે એવાં શિક્ષક અગત્ય રહે છે કે જે મહાન કિરતારનીજ પાસેથી શિક્ષણ પામ્યો હોય અને તે જે શીખવતો હોય તે તેને મહાન કિરતારેજ શીખવેલું હોય.

બળદ, ઘોડા, ગધેડા વીગેરે પ્રાણીઓમાં છુપી રહેલી શકિતઓ ખીલવવા માટે જેવી રીતે આપણે તેમને શિક્ષણ આપીએ છીએ તેવી રીતે **આપણી અંદર** છુપી રહેલી શકિતઓને ખીલવવા માટે અને પરિપુર્ણતાએ પોંહચાડવા માટે આપણા માલિકે એટલે કિરતારે આપણને શિક્ષણ આપવુ જોઇએ, અને જ્યાં સુધી તે એમ ન કરે ત્યાં સુધી આપણે આપણું

મતના અંધારામાં ભટકતા રહી તેની મરજી સુધી પહોંચવાનો રસ્તો પામીએ નહીં, જ્યારે તે માલિક પોતાની સૃષ્ટીને પોતાની મરજી મુજબ ચલાવવા ઇચ્છે છે ત્યારે તેણે આપણને તેની મરજી શામા છે અને શામાં નથી એ શીખવવું અવશ્યનું છે. અને તેથીજ તે સૃષ્ટીના આરંભથી પોતાની શી શી આજ્ઞાઓ છે અને તે આપણને કેવાં માર્ગે ચલાવવા માંગે છે. અને આપણામાં રહેલી અનુપમ શકિતઓ શા ઉપાયોથી પરિપુર્ણતાએ પોંહચી શકે છે તે શીખવવા ખાતર પોતાની સૃષ્ટીમાંના કોઇ નેક માણસ ઉપર તે સમયની પ્રજાની બુધ્ધિના અને ગ્રહણ શકિતના પ્રમાણમાં પોતાની આજ્ઞાઓ અને જ્ઞાન મોકલતો રહ્યો છે અને તે માણસ તે જ્ઞાન પામી તેની આજ્ઞાનુસાર પ્રજાને બોધ આપતો આવ્યો છે, અને તેવા માણસને મુસલમાનો નબી અથવા પયગમબર કહે છે. એવા અનેક પયગમબરો આ ભુમી ઉપર લોકોને ઉપદેશ કરવા માટે આવી ગયાં, પરંતુ પ્રથમ તે નબીઓ કોઇ એકજ પ્રજાને અથવા એકજ દેશને ઉપદેશ કરવા માટે આવતાં હતાં અને લોકોને સમય અનુસરતો બોધ આપતા હતા અને તેથી તેઓનું શિક્ષણ જે હજુ શરૂઆતનું કહેવાય તે અધુરૂં રહેતું હતું કેમકે તેઓ જે લોકોને ઉપદેશ આપતાં, તેઓ સાંપ્રત સમય જેવાં ઉંચ વિચાર વાળા તથા ઉંચા પ્રકારની સમજ શકતી વાળા હોના નહી તેમજ તેઓની સંખ્યા પણ કાંઇ એવડી બધી હોતી નહીં પછી એક સમય એવો આવ્યો કે લોકોની સંખ્યા અને સાથે સમજ શકિત વધતી ગઇ. પરંતુ પૃથ્વિ ઉપર અનેક પાપો અને ગુનાહો થવા લાગ્યાં. તે પયગમ્બરો આકાશ ઉપરથી જે શિક્ષણ લાવ્યા હતા ( જો કે તે અધુરૂં હતું ) તે પણ રહ્યું નહીં. તેઓએ જે સાચો ધર્મ શીખવ્યો હતો તે જ્યાંથી આવ્યો હતો ત્યાં પાછો ચાલ્યો ગયો. ખુદાની તવહીદ (એકત્વતાપણુ) અને સત્યતા ઉપર લોકોની આસ્થા રહી નહીં ખ્રિસ્તીઓ, યહુદીઓ, આર્યનો, ઝોરોસ્ટ્રીયનો, ઇજીપશનો ઇત્યાદી સર્વે પ્રજાઓ એકજ ખરા ખુદાને મુકી અનેક દેવોને પુજવા મંડી પડયા. આખી દુનીઆની સર્વે પ્રજાઓ ગુમરાહીમાં અને અજ્ઞાનતાના અંધારામાં ભટકવા લાગી. તેમના ધર્મો એકતો હતા અધુરા અને ઉપરથી તેઓએ તેમાં પોતાના મગજનો ખીચડો ભેળવી એવો ગરબડ ગોટા વાળી દીધો કે તેઓના શાસ્ત્રોમાં ઐશ્વરી જ્ઞાનનો અંશ માત્ર પણ ન રહેતાં માનવ જાતના જુદા જુદા મગજોના પરિણામો અને વિચારો રહી ગયાં જેને તે ભુલમાં પડેલી

પ્રજાઓ ઐશ્વરી જ્ઞાન લેખી ધર્મ સમજી બેઠી. મુર્તીઓમાં અને અગ્નિમાં આસ્થા રાખવાથી ઇશ્વર મળે છે એવાં એવાં સિદ્ધાંતોને સત્ય માની મુક્તિ અર્થે તેનુંજ પુજન કરવા મંડયા. જ્યારે આખી દુનીઆ આવી રીતે અંધઃકારમાં પડેલી હતી ત્યારે ખુદાવન્દે પોતાના નબી **હઝરત મોહમ્મદ સલ.** ઉપર કુરઆને શરીફ ઉતારીને લોકોને **સંપુર્ણ ધર્મ–ઇસલામ** શીખવાડયો. પ્રથમ જે નબીઓ આવતા હતા તેઓ પોતાની પ્રજાની ગ્રહણ શક્તિના અને જરૂરતના પ્રમાણમાં શિક્ષણ આપતાં હતાં અને જે જે બાબતો તેઓ સમજી શકે તેવી ન હતી તે તે બાબતો શીખવાડતા ન હતાં અને તેથીજ તેઓના ધર્મ અધુરાં રહેતાં અને તેથીજ તેઓમાંના કોઇ પણ ધર્મનું નામ ઇસલામ રખાયું ન હોતું. પણ આ ધર્મ જે નબી **હઝરત મોહમ્મદ સલ.**ની મારફત સૃષ્ટી ઉપર આવ્યો તે ધર્મ આખી સૃષ્ટીને સુધારવા માટે અને એકજ અલ્લાહની મરજી મુજબ આખી સૃષ્ટીને ચલાવવાના નિયમો તથા સર્વ પ્રકારોના જ્ઞાનથી ભરપુર હોવાથી તેનું નામ **ઈસલામ** રખાયું. અને અલ્લાહે આજ દીનને કુરઆને મજીદમાં પુર્ણ (કામિલ) કહેલું છે. જેમકે તે કુરઆને પાકમાં ફરમાવે છે.

> "આજે મેં દીન (ધર્મ)ને કામિલ (પુરો) કર્યો, અને મ્હારી
> "નેઅમતોને પુરી કીધી અને તમારો ધર્મ **ઇસલામ** થયો તેથી
> "હું રાજી થયો"

પ્રથમના ધર્મો એટલે દીનો ખાસ ખાસ પ્રજાઓના ઉપદેશ અર્થે હોવાથી તથા ખાસ ખાસ બાબતોના સુધારા માટે હોવાથી ખુદાએ તેમનું નામ ઇસલામ ન રાખ્યું અને તેથીજ આ મહાન પયગમ્બર છેલ્લાં પયગમ્બર થયાં કેમકે તેમના વડે એ કામ પુર્ણ થયું કે જે કામ તેઓની પહેલાંના પયગમ્બરોમાંથી કોઇ કરી શકયો ન હોતો.

ખરી વાસ્તવિક ખુશાલી કિંવા હર્ષ કિંવા આત્માનંદ કે જેની અપેક્ષા (ચાહના)એ માણુસને ધર્મ ઉપર મોહિત બનાવ્યો છે તે ખરેખર **ઈસ્લામ** ધર્મ વિના બીજા કોઇ ધર્મમાં નથી. આ સંસાર રૂપી સાગર આપણે કેવી રીતે તરીને પાર થઇશું તેનો જ્યારે વિચાર કરવામાં આવે છે ત્યારે આપણને બે વસ્તુઓની ઘણી આવશ્યકતા (જરૂરત) દીસે છે. જેમાંની પેહલી તો આપણા સરજનહારની પીછાણ છે. અને સંસારના

દરેક કાર્યમાં તેનો ભય તથા તે નાખુશ ન થાય એ વિચાર રાખવાનો છે, બીજી વસ્તુની જે આવશ્યકતા દીસે છે. તે એ છે કે આપણે આ સંસારની મોહ પાશમાં એવાં તો લુબ્ધ અથવા તલ્લીન ન થવું જોઇએ કે સંસાર ત્યાગના સમયે મહા મોહટી આપદા થઇ પડે. સંસાર સમુદ્ર તરવામાં આપણો હેતુ એજ હોવો જોઇએ કે આપણે મહાન કિરતારની પાસે પહોંચવું છે; અને તે દરમીયાનમાં એટલે એ ટુંક સફરમાં જે કાંઇ સખત તોફાન અથવા સંકટ પડે તે સૌ અણગમા વિના સહી લેવા જોઇએ, અને આપણે આ સંસારની જીંદગી તેની (ખુદાની) આજ્ઞાઓનુંજ પાલણ કરવામાં પસાર કરવી જોઇએ. **ઇસલામ** શાને કહે છે? આ નીચ અને ક્ષણભંગુર જીંદગાનીને તજી દઇ નવી અને પવિત્ર જીંદગાનીમાં પગ મુકવાને અને એકજ ખુદાને શરણે રહેવાને અને તેનેજ પુજવાને અને તેનેજ માનવાને ઇસલામ કહે છે. આ સંસારનું જીવન તે માત્ર એક ભ્રાંતિજ છે, ખરૂં જીવન તો ખુદાની નજીકીમાંજ રહેલું છે. આ જીવન એટલે દુનીઆ તે પરલોક (આખેરત) ની ખેતી છે "અદદુનિઆ મિઝરતુલ આખેરહ" **હઝરત મોહમ્મદ સલ૦** એ ફરમાવ્યું છે તે સત્ય છે જ્યાં સુધી એક માણસ પોતાની સર્વે શકિતઓ ખુદાની રાહમાં અર્પણ કરી દે નહીં ત્યાં સુધી તે ખરો ધર્મીષ્ટ કહેવાશે નહીં **ઇસલામ**ની મહાન ઇમારતનો પાયો તે ખુદાની તવહીદ (એકત્વતાપણું) છે. તે ખુદા અનાદી કાળથી છે અને અનાદી કાળ સુધી રહેશે, તેને કોઇએ જન્મ આપ્યો નથી, અને તે કોઇને જન્મ આપતો નથી. તે મહાન છે અને તે સમાન બીજો કોઇ નથી તે એકજ છે; ઇત્યાદી ઉપર ઇમાન લાવવાને **ઇસલામ** કહે છે. ઘણાં માણસો તે એકજ ખુદાને જુદી રીતે માની તેને જે બાબતો યોગ્ય નથી તેવી બાબતો લગાડીને મુકિત પામવાની આશા રાખે છે પણ તે સર્વે મિથ્યા અને વ્યર્થ છે કેમકે ઇસલામજ ખરા ખુદાનું જ્ઞાન આપી શકે છે અને ઇસલામજ ખરો મુકિત માર્ગ છે. લોકોને મુકિત આપવા માટેનો એજ માર્ગ (ઇસલામ) ખુદાએ અનાદી કાળથી પસંદ કરી રાખેલો છે, અને તે મુકિત માર્ગ ઇસલામમાં દાખલ થઇ તેની (ખુદાની) નજીકી (કુર્બ) અને રઝા (ખુશી) પ્રાપ્ત કરવાથી મળે છે કેમકે સર્વ પ્રકારનું દુઃખ તેનાથી દુર અને છેટા રહેવામાં રહેલું છે, જ્યાં તેની નજીકી પ્રાપ્ત થઇ કે તરતજ અલૌકિક રૂહાની ખુશી (આત્માનંદ) અનુભવાય છે. જ્યારે આટલું સિધ્ધ છે ત્યારે

માણસ ખોટાં ધર્મોમાં અને ખોટી આસ્થાઓમાં સપડાઇ જે મહાન હસ્તીની નજીકમાં સુખ છે તેનાથી દુર રહે છે અને તેના ક્રોધને પાત્ર થાય છે તેનું કારણ શું હશે? એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે પરંતુ ઉંડો વિચાર કરવાથી જણાશે કે એવી ગુમરાહીમાં રહેવાનું કારણ એ છે કે તેઓ સાચી વહી (પ્રેરણા) અને અંબીઆઓની પૈરવી ન કરતાં પોતાનાજ મતોના અંધારામાં ભટકતાં રહે છે. કેટલીક વખત તો તેઓ વહી પ્રમાણે વર્તવું પસંદ કરે છે પણ શું તેઓના બાપદાદા જે કરતા હતા તે ખોટું કરતા હતા? એવી માન્યતામાં પડી સાચી વહીના પ્રકાશથી દુર રહે છે.

જ્યારે માણસ વહીની પૈરવી ન કરતાં કેવળ પોતાની બુદ્ધિ પ્રમાણે વર્તે અથવા કોઇ વિદ્વાન ગણાતા માણસની પૈરવી કરે ત્યારે ખરેખર ઇલાહી જ્ઞાનથી દુર રહે એમાં નવાઇ શી? કારણ કે માણસની બુદ્ધિ અપુર્ણ છે. જ્યારે તે આ જગતમાંની ઘણી વસ્તુઓના રહસ્યને પુર્ણ રીતે સમજી શકતો નથી, તેના પોતાના શરીરમાં શા શા ચમત્કારો છે તેને જાણતો નથી. પરવરદિગારની ઉત્પન્ન કીધેલી અનેક અનુપમ શક્તિઓ તથા તેનાજ ઉત્પન્ન કીધેલાં અને શરીરનાં બંધનમાં જોડેલાં આત્મા નેઓળખી શકતો નથી ત્યારે તે એ સર્વે લીલા ઉત્પન્ન કરનાર મહાન કિરતાર કે જે છુપામાં છુપો છે તેને પોતાના બુધ્ધિ બળે કેવી રીતે ઓળખી કે જાણી શકે? ઉપરાંત માણસ સ્વભાવે ભુલ ખાનારો છે. A man is liable to mistake તેણે પોતાની બુધ્ધિ વડે કીધેલી શોધમાં ભુલ ખાધી હોય એવી શંકા રહે છે, વળી માણસની આંખે એવાં ગફલતનાં પડદાં પડેલાં છે કે તે પોતાની ભુલને જોઇ શકતો નથી. કોઇ પોતાની બુધ્ધિને અપુર્ણ કહેતો નથી, પોતે જે કર્યું અને જે માન્યું તેજ સત્ય છે એવો તેનો સ્વભાવજ છે. આવાં સર્વે કારણોના લીધે મહાન કિરતાર પોતાની જાતનું, પોતાની મરજી અને આજ્ઞાઓનું જ્ઞાન પોતેજ પોતાના બંદાઓ ઉપર મોકલતો રહ્યો છે અને તેજ વહી છે. જેઓ બુદ્ધિશાળી અને વિદ્વાન છે તેઓ પોતાની બુદ્ધિઓના ઘોડા દોડાવી એજ નિરાકરણે આવ્યાં છે કે ઇલાહી જ્ઞાન પામવા માટે વહીની પૈરવી કર્યા વિના બીજો ઉપાય નથી. સાચી વહી વીના માણસ ખુદાને શોધી શકતો નથી, વહી વિના તે તેના દર્શન (દીદાર) પ્રાપ્ત કરી શકતો નથી એ તો સિદ્ધજ છે. એ માર્ગમાં બુદ્ધિના ઉપર આધાર રાખનારાં અંધકારમાં પડેલાં છે. માણસ સાચી વહીની

પૈરવી વિના ઇલાહી જ્ઞાનને શોધવાનો દાવો કરે તે માણસનું દ્રષ્ટાંત **કોલમ્બસ** જેવું છે. જે ઇ. સ. ૧૪૯૨ માં હિંદુસ્તાન શોધવા નીકળ્યો હતો અને જોગ જોગે તેનું વહાણ અમેરીકામાં જઇ ચઢવાથી તે એમજ સમજ્યો હતો કે ખરેખર હું જે હિંદુસ્તાન શોધવા નીકળ્યો હતો તેજ હિંદુસ્તાને પોંહચી ગયો છું અને તેનેજ હિંદુસ્તાન સમજી તેણે સંતોષ માન્યો હતો. જે ઉપરથી અધ્યાપી લગી તે ઇન્ડીઆ (India) ના નામે ઓળખાય છે. સાચી વહીની પૈરવી વિના જે માણસ ખુદાની શોધ કરે છે તે જેટલી બુદ્ધિ હોય છે તેટલી બુદ્ધિ વાપર્યા બાદ જે નિરાકરણે અને અનુમાને પોંહચે છે તેનેજ ખુદા (ઇશ્વર) સમજી બેસે છે. જેમકે ઇસલામ વિનાના બીજાં બધાં ધર્મ કે જેઓએ સાચી વહીની પૈરવી મુકી દીધી છે તેઓ એજ અંધકારમાં પડેલાં છે, અને સર્વેએ પોત પોતાની બુદ્ધિ પ્રમાણે જુદા જુદા ખુદા બનાવી દીધાં છે જે વિષે ખુદા ખુદ કુરઆને મજીદમાં કેવું સરસ અને સર્વે કોઇ સમજી શકે તેવું દ્રષ્ટાંત આપે છે.

> " જે લોકો એ ખુદા સિવાય (બીજાઓને) કારસાઝ (ખુદા) બનાવી
> " રાખ્યાં છે તેઓનું દ્રષ્ટાંત એ કરોળીયા જેવું છે કે જેણે (પોતાના
> " મત પ્રમાણે એક ઘર બનાવ્યું, અને એમાં કાંઇ સંદેહ કે શંકા
> " નથી કે પોચામાં પોચું અને નિર્બળમાં નિર્બળ કરોળીઆનું
> " ઘર ( હોય છે ) "

ખરેખર જેમ કરોળીઓ પોતાના જાળાને ઘર માને છે (જો કે તે ઘર હોતું નથી ) તેવીજ રીતે વહીની પૈરવી નહીં કરનારાઓ ગમે તેને ખુદા માની લે છે અથવા તો કેટલાંક પોતાની અધુરી બુદ્ધિ વાપરી રહ્યા બાદ એવાં અંધારામાં પડી જાય છે કે જેનું પરિણામ નાસ્તિક વાદ આવે છે. જ્યારે માણસ આ સૃષ્ટી અને તેની અવર્ણનિય લીલાનું અવલોકન કરે છે ત્યારે આશ્ચર્ય યુકત થઇ, આ " સર્વેનો કોઇ ઉત્પન્ન કર્તા હશે " એવા અનુમાને આવ્યાં વિના રહેતો નથી, અને તેથી એવો મહાન સર્જનહાર કોણ હશે ? કે જેણે આવી કુદરતની અજાયબીઓ માનવ જાતને સોંપી દીધી એ જાણવાની તેની જીજ્ઞાસા દિન પ્રતિદિન વૃદ્ધિ પામતી જાય છે એ સ્વભાવિક છે. જેમ જેમ માણસ કુદરતનું વધારે ને વધારે અવલોકન કરતો જાય છે, પૃથ્વિ આકાશ ઇત્યાદી સર્વેને નિયમ

સર કામ કરતાં જુવે છે, જન્મ અને મરણ એ નિત્યના બનાવો અનુભવે છે, પોતાના અખતીયારનાં કામોમાં પોતાનો અખતીયાર ચાલતો નથી, ધાર્યું તે અણધાર્યું અને અણધાર્યું તે ધાર્યું થાય છે ત્યારે બીજી સર્વે શકિતઓ ઉપરાંત એક મહાન શકિત (ખુદા) હોવીજ જોઇએ તેનું તેને ભાન થાય છે. અને તે ભાન થયાં બાદ તે તેને ઓળખવા ચાહે છે અને તે વિષે પોતાથી બનતાં પ્રયત્નો કરે છે, પણ જ્યારે પ્રયત્નો કર્યાથી તેને તે મહાન કિરતાર કે જેની સરજનાએ તેને હેરતમાં નાંખ્યો હતો તે મળતો નથી ત્યારે તેના મનનું વલણ અથવા ઇચ્છા સ્વભાવિક રીતે એ પ્રત્યે દોરાય છે કે "જો તે મહાન કિરતાર પોતે પોતાની તરફથી પોતા વિષે માર્ગ સુઝાડે તો કેવું સારૂં !!!" અને પછી જો તેને તેનું કાંઇ ચિન્હ મળતું નથી તો તેનો પ્રથમનો સૃષ્ટી લીલા જોતાં ઉત્પન્ન થએલો મત "આ સર્વેનો કોઇ ઉત્પન્ન કર્તા હશે" એક જુની અને કોહી ગએલી ઇમારતની પેઠે પડી જાય છે, અને તેનું મન એવી તો મુંઝવણમાં પડે છે કે તેનું કેમે સમાધાન થતું નથી. કારણ કે માણસ જાતીનો સ્વભાવ છે કે જ્યારે તેને કોઇ વસ્તુ જાણવાની અથવા શોધવાની જીજ્ઞાસા ઉત્પન્ન થાય છે અને તે માટે પ્રયત્નો પણ કરે છે છતાં તેને વાંચ્છિત વસ્તુ પ્રાપ્ત થતી નથી ત્યારે તે તે વસ્તુની હસ્તી વિષેજ શંકામાં પડે છે અને આખરે એવો નિરાશ થાય છે કે નિરાશાના પરિણામનો ભોગ થઇ પડે છે. પરંતુ ખુદા પોતાનો બંદો (સેવક) એવી નિરાશામાં ન પડે અને કયામતના દીવસે એમ કેહવા ન પામે કે "હે ! પરવરદિગાર મેં તને પામવા માટે પ્રયત્નો કર્યા હતાં પણ તેં અમને ત્હારા વિષે અને ત્હારી શી આજ્ઞાઓ હતી અને તેં અમને શા માટે પૃથ્વિ ઉપર પેદા કીધાં હતાં તે વિષે કાંઇ માર્ગ દેખાડયો ન હતો તો પછી અમારો શો વાંક ?" એ ખાતર પોતાના ખાસ બંદા ઉપર વહીની મારફતથી પોતાની જાતનું અને આજ્ઞાઓનું જ્ઞાન મોકલતો રહ્યો છે અને જે માણસ તે જ્ઞાન તેની તરફથી પામે છે તે આખા જગતને સંભળાવી દે છે. અર્થાત-ખુદાએ તઆલા ઉપર ઇમાન

લાવવા માટે વહીની પેરવી કરવી જરૂરી છે. અને તે વહી ( હઝરત મોહમ્મદ સલ૦ લાવ્યા હતા તે ) આજથી તેરસો વરસ પેહલાં હરરાના પર્વતમાંથી પ્રગટ થએલી છે જેનો **તવહીદ**નો સાદ આખા આલમ ઉપર પ્રસરી ગયો છે અને દિન પ્રતિદિન પ્રસરતો રહેશે. આ એ છેલ્લો સંદેશો છે કે જેની પછી બીજો કોઇ સદેશો આવનાર નથી, આ એ ઇલાહી તવહીદનું રાજ્ય છે કે તે ઉપર બીજું કોઇ રાજ્ય વિજય પામનાર નથી, આ એ ઔષધ છે કે આત્મ સંબધી સર્વે રોગો નાશ પામે છે, આ એ તંત્ર છે કે માણસને માણસ બનાવી માણસાઇની પરિપુર્ણતાએ પોંહચાડી સદા કાળનું સુખ બખશે છે.



# પ્રકરણ બીજું.



## તવહીદ.

[ ઈશ્વરનું એકત્વતાપણું. ]

જ્યારે **હઝરત મોહમ્મદ સલ૦**એ બોધ કરવો શરૂ કર્યો ત્યારે આખી દુનીઆની પ્રજાનો ધર્મ શું હતો ? અને તેઓ અલ્લાહની જાત વિષે શો મત ધરાવતા હતા તેનું ટુંકમાં વર્ણન કરી જવું અયોગ્ય ગણાશે નહીં.

જે ભુમી ઉપર આપ પ્રગટ થયા તે ભુમી ઉપર વસનારાં આરબો પોતાની બુદ્ધિના પ્રમાણમાં ઇશ્વરત્વ વિષે જુદો જુદો મત ધરાવતા હતા, કેટલાંક કુદરત [ Nature ] ને ઇશ્વરની પદવી ઉપર ચઢાવી દેતાં અને કેટલાંક પત્થર અથવા લાકડાના કટકાને ઇશ્વર માની તેનીજ પુજા કરતા હતા કેટલાંક પરલોક વિષેની જીંદગીને માનતા હતા અને કેટલાંકને તેનો ખ્યાલ વટિક પણ ન હતો કેટલાંક વૃક્ષોના કુંજને, જુદા જુદા નામાંકિત માણસોની મુર્તિઓને, કેટલાક તારાઓને, કેટલાંક સુર્યને કેટલાંક ચંદ્રને એમ જુદી જુદી રીતે માનતા હતા અને આવી રીતે તેઓમાં ખરા ખુદાનું કાંઇ જ્ઞાન બાકી રહ્યું ન હોતું યહુદીઓને ખુદાના એકત્વાત પણાનું જે જ્ઞાન આપવામાં આવ્યું હતું તે સદંતર ભુલી ગયા હતાં. તેઓએ તવરાત [Pentatauoh] નામની ઇલાહી કીતાબમાં ફેરફાર કરી નાંખ્યો હતો, તેઓ પોતાને લોકોના વાલી અથવા દિગ્પાલ અને તવરાતનું રક્ષણ કરનારા સમજતા હતા, પોતે " કુદરતના પુષ્પ સમાન " છે એમ ગણતા અને અમારીજ પ્રજામાં પયગમ્બરીની બક્ષીસ અપાયલી છે એમ માની ગર્વમા રહેતા. ખરેખર તેઓના લોકો તેમને ખુદાના પ્યારા અને લાડલા સમાનજ લેખતા. તેઓ **હઝરત મુસા** અ૦ને પુજવામાં એટલા બધા વધી ગયાં હતાં કે ધીમે ધીમે તેમાન તેઓએ " કયાનીઅન વંશ " માંથી ઉતરી આવેલા " એઝરા " ને આપવા લાગ્યા અને તેને ખુદાનો દીકરો લેખવા લાગ્યાં ઘણા યહુદીઓ લાકડાની અથવા પત્થરની

કિંવા બીજી ધાતુની મુર્તિઓ બનાવી પોતાના ઘરમાં રાખી તેને કુળદેવી સમાન લેખી તેની આરાધના કરતાં અને ટંટા ફિસાદના સમયે તેની સ્હાય માંગતા.

ખ્રિસ્તીઓ, જેઓને ઇસુ ખ્રિસ્તે ખુદાના એકત્વતાપણાનું જ્ઞાન આપ્યું હતું તે ઇસુખ્રિસ્તના વધસ્થંભે ચઢવા બાદ (તેઓના મત પ્રમાણે) થોડાંજ વખતમાં વીસરી ગયાં હતાં. તેઓના ધર્મમાં, મુર્તિઓ, મહાત્માઓ અને સ્મારક ચિન્હોની પુજાઓ દાખલ થઇ ચુકી હતી. **હઝરત ઇસા અલ૦**એ તેમને જે બાબતની ધમકી આપી હતી અને જે જે ખરાબીઓથી અલગાં રહેવાનું શિક્ષણ આપ્યું હતું તે તે ખરાબીઓ તેઓનો મોક્ષધર્મ થઇ પડી હતી. જે પવિત્ર ભુમી ઉપર **હઝરત ઇસા**એ જન્મ લીધો હતો તે ભુમીને ચમતકારોના વાદળામા ઢાંકી દીધી હતી અને તેઓની માનસિક શકિતઓ પાદરી કે પોપ જે કાંઇ કહે તે એકદમ વિચાર્યા વિના અથવા દલીલ વિના માની લેવાની ટેવના કારણથી મંદ પડી ગઇ હતી અને ધીમે ધીમે તેઓ એવી દશાએ પહોંચ્યા હતા કે એક ખુદાને બદલે ત્રણ ખુદાને માનવા લાગ્યા હતા તેઓ **હઝરત** ઇસાને ખુદાનો એકનો એક પુત્ર ગણતા હતા અને હાલ પણ ગણે છે.

હિન્દુઓ અનહદ દેવો અને દેવીઓની પુજામાં ગરકાવ હતા. તેઓના ધર્મ શાસ્ત્રો અલ્લાહની મારેફત (પીછાણ)ના શિક્ષણ વિના મોહટો ભાગ કિસ્સા અને કહાણીઓ ધરાવતા હતા.* તેઓ એવી

---

* હિંદુઓનું પુરાણ શાસ્ત્ર એટલી તો અવિવેક અને અસંગતિ ભરી બીનાઓથી ભરપુર છે કે કેળવાયલો તથા ડાહયો માણસ તેને કોઇ કાળે માની શકેજ નહીં. શું સામાન્ય બુધ્ધિનો માણસ પણ માની શકશે કે ખરેખર "ગણેશજી" ઉંદર ઉપર અસ્વાર થતા હતા? અને શું ન્હાના બાળકના શરીર ઉપર હાથીનું માથું બંધ બેસતું થઇ શકે? "હનુમાન" (વાંદરાઓનો દેવ) સુર્યને ગળી ગયો એ બીના શું કુદરતી કાનુન વિરૂધ્ધ નથી? સુર્યની વહુ છાંયડો છે એ વાત શું ખરી કહી શકાશે? કેટલાંક એમ માને છે કે કૃષ્ન (હિંદુઓનો ખુદા) કાળા વાળમાંથી પેદા થયો હતો, અને કેટલાક કહે છે કે તે દેવકીનો પુત્ર હતો; એ બેમાનું ખરૂં કયું? અને શું એવો માણસ (જેનામાં અને આપણામાં કશો તફાવત

અધમ દશામાં હતા કે ખરા એકજ ખુદાનું તેઓને જરાએ જ્ઞાન કે ભાન ન હોતું. તેઓની પાસે કોઇ ઇલાહી કિતાબ મવજુદ ન હતી. દેવ કહો કે ઇશ જે કાંઇ કહો તે મુર્તીઓજ હતી. મહાન કિરતારને તેઓ કદી માછલામાં અને કદી માણુસમાં પ્રગટ થાય છે એમ માનતાં હતાં. એટલે ખુદા જગતના તારણુ અર્થે પોતે અવતાર ધારણુ કરી જગતમાં આવે છે એવો તેમનો મત હતો અને છે. ટુંકમાં કહેતાં તેઓનો ધર્મ તે કુદરત અને પ્રકૃતિના કાનુન વિરૂદ્ધ બનાવોનો સંગ્રહ હતો. અને અદ્યાપી લગી કરોડો હીંદુઓ એજ પ્રાચીન મત ઉપર ચાલે છે, જો કે આર્યસમાજ લોકોએ મુર્તી પુજા ઇત્યાદીનું બંધન તોડી નાંખ્યું છે અને તેઓના ધર્મમાં ઘણો સુધારો કર્યો છે તોપણુ (સાચી વહીની પૈરવી વિના) ઇશ્વરને માનવામાં અને જે રૂપે તે છે તે રૂપે ઓળખવામાં મોહટી ભુલ કીધી છે. તેઓ મહા શકિતવાન ખુદાને અથવા ઇશ્વરને એક કડીઆ કરતાં વધારે શકિત વાળો માનતા નથી. આર્યનોના પરમેશ્વરની કુદરતો એટલી તો સંખ્યામાં ઓછી છે કે આપણે આંગળી ઉપર ગણી શકીએ. તેઓ એમ માને છે કે માણુસનો આત્મા (જીવ) અને પ્રકૃતિ (માયા) જેવી રીતે ઇશ્વર અનાદિ કાળથી છે તેવી રીતે તે પણુ અનાદિ કાળથી છે તેઓને ઉત્પન્ન કરનાર કે પેદા કરનાર ન ઇશ્વર છે ન બીજો કોઇ. તેમજ વળી આત્મા

---

નથી ) ઇશ્વર અથવા ઇશ્વરનો અવતાર કહેવાઇ શકે છે? વિષ્ણુ (હિંદુઓનો ઈશ્વર) જાલન્દરની સ્ત્રી વૃંદાની સાથે પ્યારમાં પડયો, જેથી તેના ધણીએ તેને શ્રાપ દીધો, અને તેના શ્રાપના કારણથી વિષ્ણુ પાષાણુ (પત્થર) બની ગયો. શું ઇશ્વર પણ માણસ જાતની પેઠે પ્યારમાં પડવા જેવું નિર્લજ કૃત્ય કરી શકે? અને તે એવો મહાન કે જડ પદાર્થ પત્થર પણ બની શકે? શું તે ઇશ્વર હતો તો એટલું જાણતો નહી હોય કે હું આવું પાપમય કૃત્ય કર્યાથી જાલન્દરના શ્રાપનો ભોગ થઇ પડીશ? ગોપીઓ જયારે જમના નદીમાં ન્હાતીઓ હતી ત્યારે કૃષ્ણુજી તેમના લુગડાં લઇ સટકી ગયાં અને લુગડાં સહિત કોઇ ઝાડ ઉપર ચઢી જઇ તેણીઓને બહાર આવવાનું કહેવા લાગ્યા. આમાં તેમનો હેતુ તેણીઓના શીયળ જોવાનો ન હતો તો બીજો શો હતો? ઇશ્વર પણ આવી માણુસાઇ વિરૂધ્ધ વર્તણુંક વર્તે ખરો? શું આવા બનાવોથી હીન્દુ સ્ત્રીઓ કાંઇ નૈતિક પાઠ પ્રાપ્ત કરી શકે? આવા કૃત્ય તે ઇશ્વરના હોય? એક ઠેકાણે કૃષ્ણુજીએ મોહિનીનું રૂપ ધારણુ કર્યું હતું તે શું ખરૂં છે? શું તે

અને પ્રકૃતિમાં સ્વભાવિક રીતે જે જે ગુણો અને શકિતઓ જણાય છે તે પણ અનાદી છે પરમેશ્વરે આ આત્મા અને પ્રકૃતિને જોડીને માણસનું પુતળું ઉભુ કર્યુ છે. આ પુતળાં ઉભા કરવામાં પરમેશ્વરે પોતાના ઘરનું શું નાંખ્યું છે એમ જો પુછવામાં આવે તો એટલોજ ઉતર મળશે કે કાંઇ નહીં. તેઓના આવા મતથી કિંવા સિદ્ધાંતથી પરમેશ્વર કમજોર અને અશકત છે એટલુંજ નહીં. પણ ક્રુર અને જુલમથી રાજ્ય ચલાવનાર ઠરે છે. જે આત્માઓ અને પ્રકૃતિઓ કોઇએ ઉત્પન્ન કીધેલી નથી અને પોતાની હસ્તીના પોતેજ સૃજનહાર સમાન છે. તે આત્માઓ અને પ્રકૃતિઓને હસ્તે કરી જગતના બંધનમાં નાંખવાનો આર્યનોના પરમેશ્વરને શો અધિકાર હતો તે સમજાતું નથી. તેઓને દેહના બંધનમાં નાંખીને ચુપ રહયો હોય તેમ પણ નથી પરંતુ તેણે તો આમ કરવું અને તેમ ન કરવું એવી આજ્ઞાઓનો બોજ પણ તેઓને સીર થોપી દીધો છે. જો તે બીચારાં તેની આજ્ઞાનું ઉલંઘન કરે તો તે તેઓને હજારો યોનીના ચક્રરમાં ફેરવ્યાંજ કરે; આર્યનોએ જેને પરમેશ્વર માન્યો છે તેની નૈતિક સ્થીતિ માણસ જાતીની નિતિ જેવી પણ લાગતી નથી. માણસ જાત, તેની પાસે માફી અને ક્ષમા માંગનારાઓના હજારો કસુર માફ કરી દે છે, પણ આર્યનોનો પરમેશ્વર જે આત્માઓ અને પ્રકૃતિઓ ઉપર કોઇ પણ જાતનો હક ધરાવતો નથી, અને જેવી

---

આ વીસમી સદીમાં માની શકાશે? પરશુરામ ઇશ્વરનો અવતાર હતા તો તેમણે પોતાની માતાને શા માટે મારી નાંખી? તે ધર્મ ગણાય કે અધર્મતા? શું મખદેશ્વર ભેસના પેટમાંથી જન્મ્યા હતા? બ્રહમા, વિષ્ણુ અને મહાદેવ (હીન્દુઓના પરમેશ્વર) દેવીની આંગળીઓના ટેરવામાંથી જન્મ પામ્યા હતા. જો એમજ છે તો પછી તેઓ પરમેશ્વર કયાંથી બની ગયાં, બ્રહમા અને વિષ્ણુને બાળીને ભસ્મ કરી નાંખવામાં આવ્યા હતા અને પાછા સજીવન પણ કરવામાં આવ્યાં હતાં. જેઓ આવી રીતે સદંતર બીજાને વશ હોય અને બીજાના મારવાથી મરણ પામે અને જીવતાં કરવાથી જીવતાં થાય તેઓ મહા શકિતમાન પરમેશ્વર અથવા તેની સમાન કેવી રીતે ગણાઇ શકે? વિચારવંત સાહેબો આ ઉપરથી વિચાર કરશે અને ખરા મુકિત માર્ગને શોધશે કે જે માત્ર "ઇસલામ"જ આપી શકે છે. આવા ધર્મશાસ્ત્ર ધર્મશાસ્ત્ર કેહવાવાને કાબેલ પણ ગણાય નહીં. અરે એક વિદ્વાન તથા તત્વ જ્ઞાનીના પુસ્તકની બરાબર પણ મુકી શકાય નહીં,

રીતે કોઇ રાજા કોઇ સ્વતંત્ર દેશ ઉપર ચઢાઇ કરી ત્યાંની પ્રજા ઉપર વિજય પામી તેને પોતાના તાબામાં કરી લે છે તેવી રીતે આ આત્માઓ અને પ્રકૃતિઓને તાબે કરી બેઠો છે. તે આત્મા ઇત્યાદી અગર કાંઇ કસુર કરે અથવા તેના એકાદ કાયદા વિરૂદ્ધ વર્તે અને પછી ગમે તેટલી ક્ષમા ચાહે તો પણ માફ ન કરતાં કરોડો યોનીમાં ફેરવ્યાં વિના રહેતો નથી. જાણે મહેરબાની કે બક્ષિશ કરતાં તેને આવડતીજ નથી. આર્યનોએ પરમેશ્વરને આવો અશકત, કદી પણ ક્ષમા ન કરે તેવો માની લીધો છે અને તેથીજ કદાચ વેદાન્તમાં સુર્ય ચંદ્ર, વાયુ, પ્રાણી ઇત્યાદીની પુજા કરવાની આજ્ઞા આપવામાં આવી હશે. જો આર્યનો વહીની એટલે કુરઆને શરીફના શિક્ષણનું અનુકરણ કરત તો તેઓને આવા પરમેશ્વર આગળ માથું ઝુકાવવું ન પડત. બલકે એ પરમેશ્વરની કૃપાના છાંયામાં આવત કે જે શું આત્મા કે પ્રકૃતિ રજે રજનો ઉતપન્ન કર્તા સર્વ શકિતમાન મહા બળવાન અને પાપીઓના પાપો માફ કરવામાં ક્ષમાવાન છે. તે મહાન ખુદાની કુદરત (સતા—શકિત) અમુક હદ સુધી જઇને અટકતી હોય તેમ નથી પરંતુ તે જે ચાહે છે તે તરતજ "કુન" (થા) કહેતાંજ ઉતપન્ન કરી શકે છે. જો ખુદા આત્મા અને પ્રકૃતિનો ઉતપન્ન કર્તા ન હોત તો પછી આત્મા આ સ્થુળ શરીરને છોડી તેની પાસે પહોંચવાના કેમ પ્રયત્નો કરે છે? અરે આત્મા તો શું સૃષ્ટીમાંના સર્વ પદાર્થો તે મહાન શકિત (ખુદા) પ્રત્યે કેમ ખેંચાય છે? દરેક વસ્તુમાં તેની સાથેનો જે સંબંધ અનુભવમાં આવ્યો છે તે સંબંધ, જો તે ખરેખર ઉતપન્ન કર્તા ન હોય, તો કેવી રીતે કાયમ રહી શકે છે? ખરેખર તે "હૈય્યો કય્યુમ" છે તેનીજ જાતથી સર્વે વસ્તુઓની હસ્તી છે, કેમકે સર્વે વસ્તુઓ તેનીજ ઉતપન્ન કરવામાં આવેલી હોવાથી તેનીજ પાકઝાત ઉપર આધાર રાખે છે. દરેક વસ્તુ તેનીજ પાક ઝાત અને કુદરતે કામેલાથી નિયમમાં રહેલી છે.

આ સમય પ્રકાશનો છે, ચારે બાજુ વિદ્યાનો પ્રસાર થઇ રહ્યો છે, યુરોપીયનોએ નવી નવી વિદ્યાઓ શોધી એવી ચઢતી કીધી છે કે આખું જગત તેમની તરફ અજાયબીની નજરથી જોઇ રહ્યું છે, પણ તેઓ ધર્મ સંબંધી એજ અંધકારમાં પડેલાં છે, તેઓ ખુદાને માનવામાં હીંદુઓ સમાનજ ગુમરાહીમાં છે, તેઓ મરિયમ બિન્તે યાકુબના દીકરાને, કે જે આ સંસારમાં બત્રીસ વરસ જીવન ગાળી (ખ્રિસ્તીઓના મત પ્રમાણે)

મર્ણ પામ્યો ખુદા અથવા પ્રભુ માને છે. જ્યારે ઇસુખ્રિસ્તને યહુદીઓ પકડીને વધસ્થંભે ચઢાવવા લઇ ગયા ત્યારે તેઓએ તેને કહ્યું કે જો તું અમને કાંઇ ચમત્કાર દેખાડે તો અમે તારા ઉપર ઇમાન લાવીએ. પણ તે વખતે તે કાંઇ ચમત્કાર દેખાડી શકયો નહીં, અને "એલી" "એલી" પોકારતો મર્ણ પામ્યો. વાચકો જે માણસ આવી રીતે કેટલાંક યહુદીઓના હાથે મારેં જાય તેને ખુદા તરીકે કોઇ પણ પવિત્ર અંતઃકરણ કબુલ કરી શકશે? જો ખ્રીસ્તીઓના પ્રભુનો અને આર્યનોના પરમેશ્વરનો મુકાબલો કરવામાં આવે તો, આર્યનોના પરમેશ્વર કરતાં ખ્રીસ્તીઓનો પ્રભુ વધારે કમજોર જણાશે. આર્યનોના પરમેશ્વરમાંતો આત્મા અને પ્રકૃતિ જોડવાની શકિત છે એમ આર્યનો કહે છે, પરંતુ ખ્રિસ્તીઓનો પ્રભુ જ્યારે વધસ્થંભે ચઢાવવામાં આવ્યો અને જ્યારે યહુદીઓએ કહ્યું કે જો તું તને બચાવી લે તો અમે તારા ઉપર ઇમાન લાવીએ. ત્યારે તે પોતાના આત્માને પોતાના શરીરની સાથે જોડી શકયો નહીં હા, પાછળથી તેની હીમાયત કરનારાઓએ, યહુદીઓના મ્હેણાં સાંખી ન શકવાના કારણથી તે ત્રીજે દીવસે સજીવન થઇ પોતાના પિતાની પાસે આકાશમાં રાજ્ય કરવા ચાલ્યો ગયો એવી વાતો બનાવી દીધી. પણ તે વિષે તેઓની પાસે કાંઇ સાબેતી નથી. અને એમનો નાનક પંથી લોકો પણ કહે છે કે "બાવા નાનક"ની લાશ મરણ પછી સ્વર્ગમાં ચાલી ગઇ, પણ તેમના કહેવાને યુરોપીયનો અંગીકાર કરતા નથી અને ફીલોસોફી વાપરી કહે છે કે એમ "લૉ ઑફ નેચર" વિરૂદ્ધ કેમ થાય? પણ જ્યારે પોતાના ઘરની વાત આવે છે ત્યારે લૉ ઑફ નેચર અથવા સઘળી ફીલોસોફીના સિદ્ધાંતો ભુલી જાય છે.

ખ્રિસ્તીઓ, ઇસુખ્રિસ્ત પ્રભુ થઇને વધ સ્થંભ ઉપર કેમ મર્ણ પામ્યો? તેના કારણમાં એમ જણાવે છે કે તે પાપીઓના પાપ નિવારણ અર્થે સુળીએ ચઢયો જે કોઇ માણસ તેનાં ઉપર આસ્થા અને ઇમાન લાવશે તેના સર્વે પાપો ક્ષમા થશે. અને તેને સ્વર્ગમાં દાખલ કરવામાં આવશે. ઇસુખ્રીસ્તનું સુળીએ ચઢવું સર્વે પાપીઓના પાપોનું પ્રાયશ્ચિત હતું. તેઓનું આ સિદ્ધાંત નીતિ શાસ્ત્રથી કેટલું વિરૂદ્ધ છે? તે સ્હેજે સમજી શકાશે. આવું શિક્ષણ તે લોકોને પાપ કરતાં જરાએ ન ડરવાનું સર્ટીફીકેટ (સનદ) આપવા સમાન છે કે નહીં તે વાંચકો સમજી શકશે. આવું શિક્ષણ તેઓએ લોકોને લલચાવીને પોતાના ધર્મમાં દાખલ કરવાના હેતુથી આપવું

શરૂ કીધું હોય તો તેમાં નવાઇ નહીં. સાંપ્રત સમયમાં જે હીંદીઓ મીશનરીઓની લાલચમાં સપડાઇ જાય છે તે આજ શિક્ષણના પ્રતાપે કેમકે તેઓને આ ધર્મમાં દરેક બાબતની છુટ રહે છે. તેઓના સર્વે પાપ ક્રાઇસ્ટ સાથે લઇને સુળીએ ચઢી ગએલ છે. દાના માણસોએ આવા મીશનરીઓની લાલચમાં સપડાવાથી ઘણું ડરવુ જોઇએ. આ બોધ કરનારા મીશનરીઓનું દ્રષ્ટાંત એ જોશી અથવા નજુમી જેવું છે કે જેઓ પબલીક રસ્તા ઉપર બેસી રસ્તે જનાર લોકોને સમજાવી ફોસલાવી એક પૈસો લઇ દિલાસો આપનારા શબ્દોમાં એવી ખુશ ખબરી સંભળાવે છે કે તમે થોડાંજ વખતમાં શ્રીમંત બની જનારા છો. તમારી કીસમત એવી ખીલવાની છે કે કાંઇ કહેવાની વાત નહીં, તમારાં ભવના દુઃખ ટળી જનારાં છે. અથવા તેઓનું દ્રષ્ટાંત એ કીમીયાગરો જેવું છે કે જેઓ કોઇ દાંપમાં આવે એવા માણસને જોઇને તેને ધુતવા ચાહે છે, તેને દાવમાં લાવવા માટે આરંભ તેમની વાતો વચ્ચે તે સર્વે કીમીયાગરોની નીંદા કરવી શરૂ કરે છે અને કહે છે કે મેં મારા સાઠ એંશી વરસના અનુભવમાં જેટલાં કીમયાગર જોયાં તેટલાં બધાં જુઠાં, પણ મારા એક સ્વર્ગવાશી ગુરૂ વિદ્યામાં પુરા પ્રવિણ હતા. તેઓએ કરોડો રૂપીઆ દાન ધર્મ કરવામાં ખર્ચી નાંખ્યા. મેં તેઓની બાર વરસ સુધી સેવા કીધી ત્યારે મને કાંઇક ફળ મળ્યું. અર્થાત પેલો લાલચુ કિંવા લોભીઓ તેની જાળમાં સપડાઇ જાય છે અને પરિણામે જે કાંઇ પોતાનું હોય છે તે પણ ખુવે છે.

ખ્રિસ્તના પ્રાયશ્ચિતે તેના શિષ્યોના મન ઉપર કેટલો અસર કર્યો હતો એ જો જોઇશું તો તે સંપ્રદાયનું પોકળ ખુલ્યાં વિના રહેશે નહીં તેના બાર શિષ્યોમાંના ‘ યહુદા ” એ પોતાના શિક્ષક [ ઇસુને ] માત્ર ત્રીસ રૂપીઆ બદલ યહુદીઓને હાથ સોંપી દીધો. અને જ્યારે ઇસુને પકડીને એક કોટડીમાં પુર્યો હતો ત્યારે તેનાં “ પીટર ” જેવા શિષ્યે તેનો ત્રણ વાર ઇનકાર કરી કહ્યું કે “ હું ઇસુને ઓળખતો નથી ” આ પ્રાયશ્ચિતના સંપ્રદાયે લોકોને કેટલે દરજ્જે વધારે પાપો કરવા તરફ દોર્યા છે એ યુરોપખંડના વ્યભિચાર, દારૂ, ઇત્યાદી દુર્ગુણોથી વધારે સિદ્ધ થાય છે.

જ્યારે ઉપર લખ્યા પ્રમાણે આખા જગતમાં અંધઃકાર પ્રસરી રહ્યો હતો ત્યારે **હઝરત મોહમ્મદ સ૦ વાહેદ** ( એકલો ) **ખાલિક** ( સરજનહાર ) **રાઝિક** ( પાલણહાર ) **કાદિર** (સર્વ શક્તિમાન) **અલીમ**

(સર્વજ્ઞ) **સમીઅ** ( સર્વ સાંભળનાર–શ્રોતા ) **બસીર** (સર્વ કાંઇ જોનાર) પરવરદિગારનું જ્ઞાન લાવ્યા, જે મહાન **અલ્લાહ** (આ તેની જાતનું ખાસ નામ છે ગુણ દરશાવનાર નથી) આર્યનોના પરમેશ્વર જેવો અશક્ત અને પોતાના જેવી અનાદી વસ્તુઓ (તેના વિના બીજું કાંઇ અનાદી નથી) ઉપર કાંઇ પણ અધિકાર કે હક વિના સત્તા ચલાવનારો નથી, તેમજ ખ્રિસ્તીઓના પ્રભુ જેવો નથી કે કેટલાંક નીચ લોકોના હાથે માર્યો જાય તે અવતાર લેતો નથી. પોતાના જગતનું તારણ કરવા માટે પોતે અવતાર લે અને જેવી રીતે માણસ ગર્ભસ્થાનની નવ માસની કેદમાં લોહી માંસ ખાતો રહે છે તેવી રીતે તે પણ મલીનતામાં રહે અને આખરે માણસોની પેઠે લાચાર નિરાધાર માર્યો જાય એ કરતાં તેને પોતાના જગતનું તારણ કરવાની બીજી ઘણી યુક્તિઓ આવડે છે, અને તે તેની યુક્તિ જગતના આરંભથી ચાલી આવે છે અને **હઝરત મોહમ્મદ સલ૦** ઉપર પુર્ણ થાય છે કેમકે તેમની બાદ તે યુક્તિ વાપરવાનું પ્રયોજન રહેતું નથી. જગતને જે જે તારણ માટે શીખવાડવું જોઇએ, અને પોતાની જાતનું જે સંપુર્ણ જ્ઞાન આપવું જોઇએ તે આ મહાન પયગમ્બર સલ૦ ની મારફત આપી ચુકયો અને કયામત સુધી તેનાજ ઉપર અમલ કરવાનો હુકમ આપ્યો.

ઇસ્લામે જે ખુદાનું જ્ઞાન આપ્યું છે તેજ આખા જગતનો ખુદા અને પાલણહાર એકજ છે, તેણેજ રજે રજ ઉત્પન્ન કીધી છે તે **અલ અવ્વલો** ( સર્વથી પેહલો ) **અલકાહેરો** ( ઝાલિમો ઉપર કહેર કરનાર) **અલ બાકી** ( સર્વદા બાકી રહેનાર અવિનાશી ) **અલ બારેઓ** ( પૈદા કરનાર ) **અલ હઇયો** ( હમેશાંથી છે અને હમેશા સુધી રહેનાર ) **અલ હફીઝો** ( જગતનો રક્ષક ) **અલ હસીબો** ( દરેકનો હિસાબ લેનાર) **અર રબ્બો** ( માલિક પાલણહાર ) **અર રહીમો** ( કૃપાવંત ) **અર રઉફો** ( દયાવંત ) **અસ્સલામો** ( કોઇ પણ એબ વિનાનો–નિષ્કલંક ) **અલ અઝીઝો** ( મહા સતાવાન–કોઇથી પણ હારે નહીં તેવો **અલ જબ્બારો** ( બંદાઓના હાલને દુરસ્ત કરનાર અને પોતાની આજ્ઞાઓ ઉપર કાયમ રાખનાર ) **અલ મોતકબ્બેરો** ( સર્વ ગર્વ કરનારાઓથી વધારે ગર્વ ધરાવનાર ) **અશ શહીદો** ( સર્વ વસ્તુઓને જાણનાર ) **અલ ગફુરો** ( ક્ષમાવાન ) **અલ ગનીઓ** ( તવંગર–કોઇની પણ પરવા ન રાખનાર ) **અલ મલેકો** ( બાદશાહ–માલિક ) **અલ કવીઓ** ( શક્તિવાન–કુદરતવાન ) **અલ કઇયુમો** ( હમેશાં રેહનાર–અમર–અવિનાશી

સર્વે વસ્તુઓ નાશ પામશે પણ તે અહનિર્શ રહેશે ) **અલ બાસેતો** (બંદાઓની રોઝી વધારનારો—મહા દયાવાન) **અલ મોસવ્વેરો** ( આકૃતિ અને ચેહરો ઘડનારો ) **અલ વદુદો** (પોતાના નેક બંદાઓને ચાહનારો) **અલ ખાલેકો** ( સુર્ય, ચંદ્ર, તારા, આકાશ પૃથ્વિ, સમુદ્ર, ઝાડ, પાણી ઇત્યાદી જે કાંઇ છે તે સર્વેનો ઉત્પન્ન કર્તા ) ઇત્યાદી ઇત્યાદી છે.

તેની (ખુદાની) વાની પવિત્ર કુરઆન તેણી વહદાનીયત ( એકત્વતા પણાંની ) ની દલીલોથી અને બીજાં અનેક બોધોથી ભરપુર પડેલી છે. જે અલંકાર અને છટામાં એવી તો અનુપમ છે કે તેનું ખરૂં રહસ્ય જ્યાં લગી મુળ અરબી ભાષામાં વાંચવામાં આવે નહીં ત્યાં લગી સમજી શકાય નહીં, જે માટે કુરઆને શરીફ આખા જગતને ચેલેન્જ કરી રહ્યું છે અને પોકારી પોકારીને કહે છે કે જો કુરઆને શરીફ ઇલાહી ( ઈશ્વરી ) વાણી ન હોય તો તેના વાકય જેવું એક વાકય પણ બનાવી લાવો જેમકે તે પાક કુરઆનમાં ફરમાવે છે કે—

"જે વસ્તુ અમે અમારા બંદા (સેવક) ઉપર ઉતારી છે તેમાં જો
"તમને શંસય હોય, તો તમે તેના એક ટુકડા સમાન લાવો, અને
"ખુદા સિવાય પોતાના સઘળા હિમાયતીઓને પણ બોલાવો જો
"તમે સાચા હો " (સુરએ બકર કુરઆન)

"શું કાફેરો કુરઆન વિષે કહે છે કે તે એમજ બનાવી
"લેવામાં આવ્યું છે? તો ( હે! પયગમબર ) તું તેમને કહે કે જો
"તમે સાચા હો તો તેના એક ટુકડા સમાન લાવો, અને ખુદા
"સિવાય જેને મદદ માટે બોલાવી શકતા હો તેને બોલાવો"
"( સુરએ યુનુસ કુરઆન )

"શું કાફેરો કુરઆન વિષે કહે છે કે તે એમજ બનાવી લીધું
"છે? તો ( હે! પયગમ્બર ) તું તેઓને કહે કે જો તમે સાચા
"હો તો તેના દસ પ્રકરણ સમાન એમજ બનાવી લાવો,
"અને ખુદા સિવાય જેને ચાહો તેને મદદ માટે બોલાવો."
"( સુરએ હુદ કુરઆન )

એ ઉપરાંત કુરઆને મજીદ આવી રીતે ચેલેન્જ કરે છે કે—

"( હે! પયગમ્બર ) કહે કે જો મનુષ્ય અને જીન્નાત સર્વે એ
"બાબત ઉપર એકમતે સંપ કરે કે કુરઆન સમાન બનાવી લાવે

"તો પણ તેના સમાન નહીં લાવી શકે, જો કે તેઓ એક
"બીજાને મદદ કરે"

ઇસલામના સ્થાપક મહાન પયગમ્બરે ઇસલામના કલમા ( સુત્ર ) **લાએલાહ ઈલ લલ્લાહ મોહમ્મદર રસુલુલ્લાહ** (નથી કોઇ પુજ્ય ( મામ્બુદ ) પણ એકજ અલ્લાહ અને મોહમ્મદ તેનો રસુલ ( સંદેશો લાવનાર છે ) માં ખુદાની તવહીદ અને તેની સર્વ મહત્વતાનો કેવી ખુબીથી સમાવેશ કીધો છે! માત્ર કલમા ઉપરજ આખા ઇસલામ ધર્મનું ધોરણ રાખવામાં આવ્યું છે. જે માણસ અંતઃકરણ પુર્વક તે કલમા ઉપર ઇમાન લાવે તે ખરેખર મુસલમાન* છે, ઉપરાંત અલ્લાહની પીછાણ માટેની હજારો આયતો કુરઆનમાં આવેલી છે જેમકે—

"તું જો કે! તું કઇ વસ્તુથી પેદા કરવામાં આવ્યો છે? પેદા
"કરવામાં આવ્યો છે ઉછળતા પાણી (વિર્ય) થી જે પુરૂષની
"પીઠ અને સ્ત્રીની છાતીના હાડકામાંથી નિકળે છે"

"તમે પોતાનાજ મનમાં કેમ વિચાર કરતાં નથી? ખુદાએ આકાશ
"અને પૃથ્વિને પેદા કીધેલા નથી પણ પોતાની સરજવાની શકિત
"સાબિત (સિદ્ધ) કરવા માટે"

"અને તેનીજ નિશાનીઓમાંથી છે કે તમને માટીમાંથી પેદા કીધાં
"પછી હવે તમે માણસ છો જગ્યાએ જગ્યાએ પ્રસરેલાં"

"અને તેનીજ નિશાનીઓમાંથી છે કે તમારા માટે તમારી જાતમાંથી
"જોડું ઉત્પન્ન કીધું એટલા માટે કે તેનાથી દિલને ચેન રહે અને

---

* **મી. ગોડ ફ્રે હેગીન્સ** લખે છે કે,--જ્યારે ઘણાં લાંબા અને સમજ શકિતમાં ન આવે તેવા ખ્રિસ્તી ધર્મ ઉપર વિચાર કરવામાં આવે છે ત્યારે કદાચ કોઇ ફિલસુફ ઇસલામ ધર્મના ખુબીપણાં, સાદાપણાં અને સમજ શકિતમાં આવે તેવા હોવા ઉપર અફસોસમય થઇ પસ્તાય કે મારો ધર્મ એવો કેમ ન થયો? કે હું ઇમાન લાવ્યો એક અલ્લાહ ઉપર અને તેના રસુલ મોહમ્મદ ઉપર અથવા એમ કહે કે "લાએલાહ ઇલલલ્લાહ મોહમ્મદુર રસુલુલ્લાહ" પર અથવા એ કે હું ઇમાન લાવું છું અલ્લાહ ઉપર અને એ સંપ્રદાયો ઉપર કે જે અલ્લાહ વિષે હ. મોહમદ સ૦ એ શીખવાડયાં છે.

તમારામાં એક વિચિત્ર પ્રકારનો પ્યાર અને મનનું પીગળાવું મુકયું"
"અને તેનીજ નિશાનીઓમાંથી છે કે આકાશ અને પૃથ્વિનું ઉત્પન્ન
"થવું અને તમારી ભાષાઓ અને રંગ (વર્ણ) જુદું જુદું હોવું"
"અને તેનીજ નિશાનીઓમાંથી છે કે તમને વિજળી ચમકાવીને
"દેખાડે છે જેમાં કડકનો ભય અને વરસાદનો લાલચ છે, અને
"ઉપરથી પાણી વરસાવે છે, પછી તે વડે મર્ણ પામેલી ભોંયને
"સજીવન કરે છે"

"અને તેનીજ નિશાનીઓમાંથી છે કે આકાશ અને પૃથ્વિ તેનીજ
"આજ્ઞાથી અદ્ધર રહેલાં છે"

"અને તેનીજ નિશાનીઓમાંથી છે કે પવનની લ્હેરી વરસાદની
"ખુશ ખબરી આપવા માટે મોકલે છે"

"હે! ખુદાને ભુલી બેઠેલા માનવ! તારા પરવરદિગારથી તને કઇ
"વસ્તુએ ભરમાવ્યો કે જેણે તને પેદા કીધો પછી ઠીક ઠાક
"કર્યો પછી સુડોળ બનાવ્યો અને જે રૂપનો ચાહ્યો તે રૂપનો
"બનાવી દીધો?"

"એજ તો ખુદા છે જે પવન ચલાવે છે, પછી તે વડે વાદળાંઓ
"હંકાવે છે, પછી સઘળાં આકાશમાં જેવી રીતે ચાહે છે તેવી રીતે
"પ્રસારી દે છે, પછી તેઓને ઉપરા ઉપરી કરી દે છે, પછી તમે
"જુઓ છો કે તેમાંથી વરસાદના ફોરાં નીકળે છે"

"અને આકાશમાંથી અંદાજા પ્રમાણે વરસાદ વરસાવે છે પછી તેને
"ભુમી ઉપર ઠેરાવે છે"

"પછી તમારા માટે ખજુર અને દ્રાક્ષની વાડીઓ ઉગાડે છે અને
"ઘણાં મેવા પેદા કરે છે જેને તમે ખાઓ છો અને "તુર" ના
"પર્વતમાંથી એક જાતનું ઝાડ ઉગાડે છે કે જેમાંથી ખાવા માટે
"તેલ નીકળે છે" (એટલે જીત વૃક્ષ ઉગાડે છે જેના તેલને સીરીયા
"અને અરબસ્તાનના લોકો ઘીની પેઠે ઘણીજ ચાહનાથી ખાય છે)
"અને તમારા માટે તો પશુઓમાં પણ મોહટી શીખામણ છે, તેમની
"છાતીમાંથી જે કાંઇ નીકળે છે તે તમે પીયો છો? અને તેમનાથી

"બીજા ઘણાં ફાયદા પામો છો તેમાંના કેટલાંક તમારા ખાવામાં
"આવે છે, અને તેઓ ઉપર તેમજ વહાણ ઉપર અસ્વાર થઇને
"ફરો છો."

"તો સીધા અંતઃકરણથી એ દીન ઉપર કાયમ થાઓ જે ખુદાનો
"દીન છે જેના ઉપર તેણે માણસને પેદા કીધો છે.* (કેમકે)
"જે કાંઇ ખુદાએ ઉતપન્ન કીધું છે તેમાં અદલ બદલ અસંભવિત
"છે. એજ છે સીધો, નાશ ન પામે તેવો દીન (ધર્મ) પણ ઘણાં
"ખરાં લોકો જાણુતા નથી"

અહા! કેવી સુંદર અને સ્વભાવિક દલીલો! માણુસ ગમે તેવો હઠીલો કેમ ન હોય, આ સર્વે સૃષ્ટિ લીલા જોઇને તેનો કોઇ ઉતપન્ન કર્તા હશે એમ તેને માન્યા વિના છુટકોજ નથી. જેમકે સર્વેનો સરજનહાર ફરમાવે છે.

"જે કાંઇ કે આકાશ અને પૃથ્વિમાં છે તેને ખુદાનું સરજનહાર
"હોવું માનવુંજ પડયું છે. જોઇએ તો ખુશીથી અને જોઇએ તો
"લાચારીથી, અને તેની તરફ પાછા ફરશે."

કેમકે સર્વ સૃષ્ટ પદાર્થો ઉપરથી સિદ્ધજ થાય છે કે તેના સરજનહાર કોઇ હોવોજ જોઇએ. અને તે વિષે સર્વ કોઇ સમજી શકે એવી દલીલો કુરઆને મજીદમાં મોજુદ છે. જેમકે

"કોણે આકાશ અને પૃથ્વિને પેદા કીધી? અને તમારા માટે કોણે
"વરસાદ વરસાવ્યો? પછી તેનાથી ઘણાંજ રોનકદાર (રમણિય)
"બગીચાં ઉગાડયાં, તમને તો તે ઉગાડવાની શકિત ન હતી? તો
"શું ખુદાની સાથે બીજો કોઇ ખુદા છે? કોણે તમારા માટે

---

* **હઝરત મોહમ્મદ સ૦** એ ફરમાવ્યું છે કે "દરેક બાળક તેજ દીન ઉપર જન્મ પામે છે કે જે તેના સ્વભાવનો દીન છે (એટલે દરેક બાળક તવહીદના ધર્મ એટલે ઈસ્લામજ ઉપર જન્મ પામે છે) પરંતુ માત પિતાની સંગતમાં રહેવાથી અને તેઓની તાલીમના કારણથી અને તેઓના વાદ અને મતોને રાત દીવસ સાંભળવાથી અને તેઓની વાતો ઉપર વિશ્વાસ હોવાથી કોઈ યહુદી કોઇ ખ્રિસ્તી કોઇ મજુસી (અગ્નિ પુજક) બની જાય છે

" જમીનને રેહવાની જગ્યા બનાવી? અને કોણે તેની વચમાં નદીઓ
" વેહવરાવી ? અને કોણે બનાવ્યાં તેના માટે વજનદાર પર્વતો ?
" અને એ સમુદ્રોની વચ્ચે પૃથ્વિને કોણે આડ બનાવી ? તો શું
" પછી ખુદાની સાથે બીજો ખુદા છે? તમને અંધારા જંગલોમાં
" અને સમુદ્રોમાં કોણ માર્ગ દેખાડે છે? (વરસાદ વરસવા પેહલાં )
" પોતાની મહેરબાનીની ખુશ ખબરી આપનારો ઠન્ડો પવન કોણ
" મોકલે છે ? તો પછી શું ખુદાની સાથે બીજો કોઇ ખુદા છે ? જો
" આકાશ અને પૃથ્વિમાં ઘણાં ખુદા (દેવ) હોત તો બંને (આકાશ
" અને પૃથ્વિ ) નું કારખાનું ખરાબ થઇ જાત '

આવી રીતે ઇસલામ ( કુરઆન ) " વેહદત ફિઝઝાત" " વેહદત ફિસ્સિફાત" અને "વેહદત ફિલ ઇબાદત" ઇત્યાદીનું શિક્ષણ આપે જાય છે.

**વેહદત ફિઝઝાત**ના અર્થ એ છે કે ખુદાની જાતમાં કોઇ બીજો શરીક એટલે ભાગીદાર નથી. અને કોઇ વસ્તુ તેની જાતમાં શરીક નથી. તે " **વેહદહુ લા શરીકલહુ** " ( તે એકજ તેનો કોઇ ભાગીયો નથી ) તેમજ કોઇ વસ્તુ તેના જેવી નથી. ન અગ્નિ ન વાયુ ન પાણી.

**વેહદત ફિસ્સિફાત**ના અર્થ એ છે કે જે ગુણો ખુદાના છે તે બીજામાં નથી. ન બીજામાં હોઇ શકે છે.

**વેહદત ફિલ ઇબાદત**–ના અર્થ એ છે કે કોઈ બીજાની ઇબાદત (ભકિત) કરવી ન જોઇએ, તેમજ તેના સિવાય બીજાને ઇબાદતને લાયક સમજવો ન જોઇએ, અને જે કામ ખાસ ખુદાની ઇબાદત માટેના ખાસ અને મુખ્ય હોય તે કામ બીજા કોઇના માટે કરવા ન જોઇએ જેમકે બીજાને સિજદો કરવો, રોઝો રાખવો, નમાઝ પઢવી ઇત્યાદી ઇત્યાદી.

વળી જુઓ **હઝરત ઇબ્રાહીમ અલ૦** એ જે દલીલોથી પોતાના વખતના મુર્તીપુજકો અને મુશરેકોને નિરૂત્તર બનાવી એકજ ખુદાને માનવાનો બોધ કર્યો હતો તેનું વર્ણન કુરઆને પાકમાં કરી કેવી રીતે પોતાની તવહીદ સમજાવે છે ?

" પછી જ્યારે રાત્રીએ તેના ઉપર અંધારૂ કર્યું, ત્યારે એક તારાને
" દીઠો ( તો હઝરત ઇબ્રાહીમ ) બોલ્યા આ મારો પરવરદિગાર છે,

" પછી જ્યારે તે અસ્ત થઇ ગયો ( છુપી ગયો ) ( ત્યારે ) બોલ્યા
" મને છુપી જનાર પસંદ નથી "

" પછી જ્યારે ચમકતો ચંદ્ર દીઠો (ત્યારે) બોલ્યો આ મારો પરવર
" દિગાર છે, પછી જ્યારે તે છુપી ગયો (ત્યારે બોલ્યો ) જો મને
" મારો પરવર દિગાર માર્ગ દર્શાવે નહીં તો ખરેખર હું બેહકી
" જનારા લોકોમાં રહી જાઉં."

" પછી જ્યારે ઝળકતા સુર્યને દીઠો (ત્યારે) બોલ્યો આ મારો સર્વે
" કરતાં મોહટો પરવર દિગાર છે, પછી જ્યારે તે અસ્ત થયો
" (ત્યારે) બોલ્યો હે ! કોમ જેને તમે શરીક કરો છો (એટલે ખુદા
" સમાન ગણો છો ) તેનાથી હું બેઝાર ( ના ખુશ ) છું......મેં
" મારૂં મોંહ એની તરફ કીધું કે જેણે બનાવ્યાં આકાશ અને
" પૃથ્વિ એક તરફના થઇને અને હું શરીક કરનારો નથી "

આવી રીતે ખુદા સુર્ય, ચંદ્ર અને તારા ઇત્યાદીને માનનારાઓનું ખંડન કરે જાય છે. અને હજુ ખુદા કાફ્રોને કેવો બોધ કરે છે તે વાંચો.

" તમારો ખુદા માત્ર એકજ ખુદા છે, કોઇ ખુદા નથી પણ તેજ
" મહા દયાળુ અને કૃપાળુ પૃથ્વિ અને આકાશની ઉત્પતિમાં અને
" રાત્રી અને દીવસના ફેરફારમાં, અને મનુષ્ય જાતિને જે કાંઇ
" લાભદાયક છે તેથી લધાએલાં સમુદ્ર ઉપર હંકાતાં વ્હાણુમાં,
" અને મૃત્યુ પામેલી ભુમીને સજીવન કરતાં, આકાશમાંથી ખુદા જે
" વરસાદના પાણીને મોકલે છે તેમાં, અને તેની (ભુમીની) સપાટી
" જે દરેક પ્રકારના પ્રાણીઓથી ઢંકાએલી છે તે પ્રાણીઓમાં, અને
" પવનના ફેરફારમાં, એને પૃથ્વિ અને આકાશ વચ્ચે અધ્ધર
" રહેલાં વાદળાંઓમાં, લોકો માટે સમજવાની નિશાનીઓ (ચિન્હ)
" છે; તો પણ કેટલાંક લોકો ખુદા સિવાય મુર્તીઓને લે છે ( પુજે
" છે ) અને જેવો પ્રેમભાવ ખુદાને ઘટિત છ તેવો પ્રેમ તેમની
" (મુર્તિઓની) પ્રત્યે રાખે છે" જે કાંઇ તમે સંતાડો છો અને જે
" કાંઇ જાહેર કરો છો તેને તે જાણે છે પણ એ ( મુર્તિઓ ) કે
" જેની તમે ખુદા સિવાય પુજા કરો છો, તે કાંઇ ઉતપન્ન કે પેદા
" કરતી નથી પરંતુ તેઓને પેદા કરવામાં આવેલ છે, તેઓ મૃત્યુ
" પામેલ (જડ) છે અને જીવતી ( ચૈતન્ય) નથી "

"તમારા માટે ખુદા છે, તમારો માલેક કોઇ નથી પણ તેજ દરેક
"વસ્તુનો પેદા કરનાર; તો તેની પરસ્તિશ (ભકિત) કરો. કેમકે
"તે દરેક વસ્તુ ઉપર સંભાળ રાખે છે"

"અદ્રસ્યની કુચીઓ તેની પાસે છે, તેના સિવાય તેમને કોઇ
"જાણતું નથી, જે કાંઈ પૃથ્વિમાં અને સમુદ્રમાં છે તેને તે જાણે
"છે. કોઇ પાંદડું ખરતું નથી પણ તેને તે જાણે છે, પૃથ્વિની નીચે
"અંધઃકારમાં કોઇ દાણો નથી, લીલી અથવા કોઇ વસ્તુ નથી પણ
"તે નોંધાએલી છે. રાત્રે તે તમારા આત્માને લઇ લે છે, અને
"તમારા દીવસનું કામ શાને લાયક છે તે જાણે છે, પછી તે તમને
"જાગ્રુત કરે છે, એટલા માટે કે મુકરર કીધેલી જીંદગીનો કાળ
"પુર્ણ થાય, પછી તમે તેની તરફ પાછા ફરશો, અને ત્યારે, જે
"કાંઇ તમે કીધું છે તે તમને દેખાડશે"

"ખરેખર ખુદા એ છે કે જે દાણાને અને ખજુરના ઠળીયાને
"ચીરે છે, તે મડદાંમાંથી જીવતાને બહાર કાઢે છે, અને તે એ છે
"કે જે જીવતાંમાંથી મડદાંને બહાર કાઢે છે ખુદા છે પછી તમે કેવી
"રીતે નજર ચુકાવેલાં થઇ શકો છો?

"તેને કોઇ દ્રષ્ટી જોઇ શકતી નથી અને તે દ્રષ્ટીઓને જોઇ શકેછે"
"ખુદા સર્વે શકિતમાન છે (તેની પાસે કોઇ વસ્તુ ન થઇ શકે
"તેવી નથી) તે ઘણોજ મહાન અને મહા મોહટો પ્રતાપી
"(અઝીમ) છે, અને તેની ન્યામતો અને બક્ષિશો (સુખ સાધનો)
"એટલાં છે કે જો તમે તેને ગણવા ચાહો તો તે તમારી શકિત
"બહાર છે. અને કોઇ વસ્તુ નથી કે જે તેની સ્તુતી (હમ્દોસના)માં
"ગુંથાએલી ન હોય"

"શું તું જોતો નથી કે આકાશ અને પૃથ્વિ બંનેમાંની સર્વે સ્રષ્ટી
"ખુદાની સ્તુતી કરે છે? અને પક્ષિઓ પણ?" દરેક તેની
"પ્રાર્થના અને તેની સ્તુતિને જાણે છે"

"આકાશ અને પૃથ્વિની પાદશાહી ખુદાની છે, અને ખુદા તરફજ
"પાછાં ફરવાનું છે"

"પૃથ્વિ અને આકાશની બાદશાહી કોની છે? કોઇ ખુદા નથી
"પણ તેજ, તે સજીવન કરે છે અને મારે છે...તેજ જીવતો છે,
"કોઇ ખુદા નથી પણ તેજ, તો તેનેજ બોલાવ, અને તેનીજ
"સ્વચ્છ પુજા કર. વખાણ ખુદા માટે છે. દુનીઆઓનો માલિક...
"કહે કે મારી નમાઝ અને મારી ઇબાદત (ભકિત) અને મારૂં
"મરવું ખુદાના માટે છે...દુનીઆઓનો માલિક, તેનો કોઇ શરીક
"(ભાગીયો) નથી...તે એ છે કે જેણે તમને પેદા કીધાં છે. અને
"તમને સાંભળવાની અને હૃદયની અને દ્રષ્ટીની બક્ષિશ દીધી છે;
"તો પણ કેટલાં થોડાં ઉપકાર માનનારા (શુકર કરનારા) છે?

"પૃથ્વ ઉપર કોઇ પણ એવું ચાલનાર નથી કે જેની રોઝી
"(પાલણુ) નો ખુદા ખુદ જામીન ન હોય, તે એકજ સર્વેનો માલિક
"છે અને તેની પાસે માંગનારા પૃથ્વિ અને આકાશના સઘળાં
"રહેવાશીઓ છે. જાન (પ્રાણ) ના સોગંદ છે અને એ જાતના
"કે જેણે જાન (પ્રાણ) ને પોતાની ઇબાદત માટે ઠીક ઠીક બનાવી,
"તે માણસ મુકિત (નજાત) પામી ગયો કે જેણે પોતાના પ્રાણને
"બીજાના ખ્યાલથી મુકત કીધો."

"તમે મને યાદ કરો, હું તમને યાદ કરીશ, નેક લોકો (કે જેઓ)
"( માત્ર ખુદાનીજ સાથે મન વળગેલું રાખે છે) આખેરત
"(પરલોક )માં ન્યામતોમાં હશે, અને તખતો ઉપર બેઠાં બેઠાં ખુદાએ
"તઆલાને જોશે, તેઓ માન પામનારાં બંદા છે, અને જે અહીંયા
"આંધળો છે તે ત્યાં પણ આંધળો રહેશે [ એટલે જે માણસને
"દુનીઆમાં ખુદાના દર્શન પ્રાપ્ત થયાં છે [ અંતરની આંખોથી ]
"તે માણસને ત્યાં પણ દર્શન થશે અને જે અહીં તેને પીછાણવાથી
"અને તેના દર્શનથી આંધળો રહયો છે તે ત્યાં પણ તેના દર્શનથી
"આંધળો રહેશે ]

"હે! એ લોકો કે જેઓ ઇમાન લાવ્યા! હું તમને એક વ્યાપારની
"ખબર આપું? કે જે તમને દુઃખદાયક શિક્ષાથી મુકત કરે?
"આ વ્યાપાર કે જે તમે કરો છો તે નુકસાનથી ખાલી નથી,
"અને તેમાં આવનારાં દીવસોમાં અઝાબ (શિક્ષા) ભોગવવો પડે
"છે. તો આવો, તમને એ વ્યાપાર દેખાડીએ કે જેમાં લાભ છે.

"લાભ છે અને ખોટનો સંભવ નથી, અને તે એ છે કે ખુદા
"અને તેના મોકલેલા* ઉપર ઇમાન લાવો"

"અમે તમારા ખાવા પીવા અને બીજી જરૂરતોની વસ્તુઓ
"તમારામાં વ્હેંચી આપી છે, કોઇને. થોડી અને કોઇને ઘણી
"આપી છે, અને કેટલાંકની કેટલાંકથી પદવી ઉંચી કીધી છે અને
"ખુદાએ તઆલાના મુલકથી કે જે પૃથ્વિ અને આકાશ
"છે, તેની બહાર તમે જઇ શકતા નથી, જ્યાં જશો ત્યાં ખુદાનો
"ગલબો તમારી સાથે હશે"

"ખુદા પોતાના કૃત્યોનો પોતેજ વકીલ છે, તે કોઇ બીજાને પુછીને
"પોતાના હુકમો જારી કરતો નથી, તેનો કોઇ પુત્ર નથી, અને
"અને તેના મુલક (રાજ્ય) માં તેનો કોઇ ભાગીદાર નથી, અને
"તેનો કોઇ એવો મિત્ર નથી કે જેની પાસે તેણે લાચાર થઇ
"વિનંતી કીધી હોય, તેને મહા મોહટો સમજ, અને તેની સ્તુતી
"કર, અલ્લાહ બારીક નજરથી પોતાના બંદાઓને જોઇ રહ્યો છે,
"જેને ચાહે છે આપે છે, તે દરેક જાન ઉપર ઉભો છે અને તેના
"કૃત્યો જોઇ રહયો છે."

---

* તેને અરબીમાં રસુલ કહે છે તેમના ઉપર ઇમાન લાવવું એટલા માટે જરૂરી છે કે ખુદાની જાત ઘણીજ છુપી છે, તેને એજ જોઈ શકે છે કે જેને તે પોતે ( ખુદા ) શિક્ષણ આપે છે. મનુષ્ય વર્ગ તેની એવી છુપી સુક્ષ્મમાં સુક્ષ્મ જાતને પોતાની આંખો વડે જોઇ શકતો નથી. પણ હા, તેના મોકલેલા સુક્ષ્મ દર્શકની સહાયથી જોઇ શકે છે. અર્થાત જે માણસને ખુદાએ પોતે પોતાની પીછાણ કરાવી છે તેજ માણસની મારફતથી ખુદાની જાતને શોધવી એજ ખરો મુકિતનો માર્ગ છે અને સૃષ્ટિના આરંભથી જેમ માણસ માણસમાંથી ઉત્પન્ન થાય છે, તેમ ખુદાના સાચા બંદા ખુદાના કામિલ બંદા (રસુલ)ઓથીજ અલ્લાહની જાતને પામે છે. "આર્યન ધર્મ"માં એ પણ એક ખામી છે કે એ પ્રકાશ કે જે એકના અંતરમાંથી બીજાના અંતરમાં જાય છે, અને રસુલ જે સાચો ગુરૂ અને આત્મિક પિતા ( રૂહાની બાપ ) છે, તેનું નુર જે તેના માનનારાઓના અંતરમાં આવે છે તેનું કાંઇ પણ વર્ણન વેદમાં નથી, બલકે વેદના રસુલોનો પત્તોજ નથી.

"જે લોકો ખુદાના થઇ રહે છે તેઓને કોઇનો ભય બાકી રહેતો "નથી, અને તેઓ દિલગીર થતાં નથી. માટે તમે ખુદા તઆલાની "તરફ નહાસો"

"ખુદા જેને ચાહે છે તેને પોતાની તરફ ખેંચી લે છે. અને જે "તેની તરફ નમે છે તેને રસ્તો દેખાડે છે. દરેક દીવસે તે દરેક "કામમાં છે" (કોઇને બોલાવે અને કોઇને રદ કરે, અને કોઇને "આબાદ કરે, અને કોઇને વેરાન કરે, કોઇને ઇજ્જત આપે અને "કોઇને બેઇજ્જતી આપે)

"જે માણસ ખુદાના દીદાર ચાહે છે તે એવાં કૃત્ય કરે કે જેમાં "ફસાદ ન હોય" (એટલે તે લગારે પોતાના મન પ્રમાણે ન વર્તે "અને ખુદાની સાથે કોઇ વસ્તુને ન ભેળવે (શરીક ન કરે) ન "નફસ (મન) ને ન બીજાં જુઠાં માબુદોને એટલે મુર્તિઓ "ઇત્યાદીને)

"દરેક વસ્તુ નાશ પામનાર છે, અને તારા રબની એક જાત "રહી જશે"

"જે માણસ ખુદાથી ડરે અને પોતાના નફસ (મન)ને નફસાની "ખ્વાહીશો (મનોવિકાર) થી રોકી લે તેનું રહેઠાણ જન્નત "(સ્વર્ગ) થશે"

"તે દીવસે (કયામતના દીવસે) આઅમાલો (કૃત્યો) "તોલવામાં આવશે, અને એક તાગા (દોરા) બરાબર પણ કોઇ "ઉપર ઝયાદતી કરવામાં નહીં આવે, હે! એ લોકો કે જેઓ "ઇમાન લાવ્યા છો ખુદાથી ડરો અને એ વાતો કર્યા કરો જે "સાચી અને હિકમત (ડહાપણ) ઉપર આધાર રાખનાર હોય, "અને ખુદાને યાદ કર અને તેની તરફ ઝુકયો રહે"

"ખુદાએ દરેક વસ્તુને પોતે પેદા કીધી છે. અને તેનો અંદાઝો "(પ્રમાણ) પણ તેણે પોતે પોતાના અધિકારથી ઠરાવ્યો છે"

"તે પેહલો પણ છે અને છેલ્લો પણ છે, અને તે જાહેર પણ છે "અને છુપો પણ છે તે આકાશમાં છે (એટલે દુર છે) અને જમીનમાં

"પણ છે (એટલે નજીક છે) અને જ્યારે મારા પુજારી તને પુછે ત્યારે
"હું નજદીક છું (એટલે દોસ્તો માટે નજીક છું અને દુશમનો માટે દુર)

જ્યારે લોકોને કહેવામાં આવતું કે મરણ પામ્યા પછી તમારે કયામતના દીવસે, ખુદાની હજુર હીસાબ આપવા ખડા થવું પડશે ત્યારે તે વખતના ફીલસુફો કહેતાં કે દેહ માટીમાં મળી ગયા એટલે તે કેવી રીતે વળી જેવીને તેવી થઇ શકે? તો તેના જવાબમાં ખુદા ફરમાવે છે કે—

"માણસ કહે છે કે એવાં હાડકાંઓને કોણ નવેસરથી ઉત્પન્ન
"કરશે કે જે સડી ગયાં હોય? (તો) તેઓને કહી દે કે એજ
"સજીવન કરશે કે જેણે પેહલી વખતે પેદા કીધાં હતાં, અને તે
"દરેક રીતે પેદા કરવું જાણે છે, ને ગુનાહોને માફ કરે છે, અને
"તોબા (પશ્ચાતાપ) કબુલ કરે છે"

"(હે લોકો!) તમે એ ખુદાનો કેમ ઇનકાર કરો છો? જેણે
"તમને મોત પછી જીંદગી બક્ષી, પછી તમને મૌત આપશે અને પછી
"જીવતા કરશે અને પછી તેના દરબારમાં હાજર કરવામાં આવશે"

"કહે! તેજ અલ્લાહ એકજ છે, અલ્લાહ સમદ (નિરંતર) છે,
"તે કોઇને જન્મ આપતો નથી, ન તે જન્મ આપાએલો છે, અને
"તેના જેવું બીજું કોઇ નથી"

આવી રીતે કુરઆનમાં અનેક સ્થળે તે મહાન પરવરદિગાર મુર્તીપુજકોનું, મુશરેકોનું [તેની જાતમાં ભાગીયા ગણનારાઓનું] અને જેઓ તેને આત્મા અને પ્રકૃતિનો ઉત્પન્ન કરનાર માનતા નથી તેઓનું ખંડન કરે જાય છે, યહુદીઓ, ઘણાં દેવોને અને મુર્તિઓને પુજવા લાગ્યા હતા અને તેઓ હઝરતે એઝરાનેજેવી રીતે ખ્રિસ્તીઓ ઇસુખ્રિસ્તને ખુદાનો દીકરો અને પ્રભુ માને છે તેવી રીતે, ખુદાનો દીકરો માનતા હતા, તેઓના ખંડનઅર્થે ફરમાવે છે.—

"જેઓને કિતાબ (Scriptures) નો ભાગ આપવામાં આવ્યો
"છે તેઓને તેં જોયા નથી? તેઓ જુઠા દેવો (ખુદાઓ) અને
"મુર્તીઓને માને છે. તેઓ કાફરોને કહે છે કે જેઓ ઇમાન
"લાવ્યાં છે (મુસલમાનો) તેઓ કરતાં તેઓ વધારે સીધે રસ્તે

"છે યહુદીઓ કહે છે કે "એઝરા ખુદાનો દીકરો છે," ખ્રિસ્તીઓ
"કહે છે કે ઇસુ ખુદાનો દીકરો છે. ખુદા તેઓની સામે થાય.
"તેઓ કેવાં બુદ્ધિહિન (અક્કલ વિનાના) છે! તેઓ ખુદા સિવાય
"પોતાના પાદરીઓ (Priests) અને સન્યાસીઓને (Monks)
"ખુદા તરીકે લે છે......તેઓ પોતાના મોઢા વડે ખુદાના પ્રકાશને
"હોલવવાનું શોધે છે*...યહુદીઓ અને ખ્રિસ્તીઓ કહે છે કે અમે
"ખુદાના દીકરા અને તેના વ્હાલાં છીએ. જેઓને કિતાબ
"(Scriptures) આપવામાં આવી છે તેઓમાંના ઘણાં તમે
"ઇમાન લાવ્યાં છો તે પછી વળી પાછાં તમને બે ઇમાન (નહીં
"માનનારા) બનાવવા ચાહે છે†...હમેશાં નમાઝ પઢે જા; અને
"દાન આપ, અને તમારા આત્મા માટે તમે જે કાંઇ આગળ
"મોકલ્યું છે તે તમે ખુદાની પાસે પામશો......તેઓ કહે છે કે,
"ખરેખર, જેઓ યહુદી અને ખ્રિસ્તી છે તેઓ સિવાય બીજું કોઇ
"સ્વર્ગમાં દાખલ થશે નહીં ... કહે જો તમે સાચું બોલતા હો
"તો તેની સાબેતી લાવો એટલુંજ નહીં પણ, જે ખુદાની તરફ
"રસ્તો બતાવે છે અને જે કાંઇ સત્ય છે તે કહે છે, તે પોતાના
"ખુદા પાસે તેનું ઇનામ પામશે"

"હે! એ લોકો કે જેઓએ કિતાબ મેળવી છે, તમારા ધર્મની
"વ્યાજબી હદોથી આગળ વધો નહીં, ખુદા વિષે જે કાંઇ સત્ય
"હોય તે વિના બીજું કહો નહીં. ખરેખર ઇસુ મરિયમ (Mary)
"નો દીકરો અને ખુદાનો પયગમ્બર છે, અને તેનો શબ્દ. તેટલા
"માટે ખુદા અને તેના પયગમ્બરો ઉપર ઇમાન લાવો. અને કહો
"નહીં કે ત્રણ ખુદાઈ§ છે. આથી અટકો (એમ ન કરો) ઇસુ
(ઇસુ ખુદાનો બંદો (સેવક) થવાને ગર્વ પુર્વક ધિક્કારતો ન હતો.
"તે માણસને ઘટતું નથી કે ખુદા તેને કિતાબ, હિકમત, બુદ્ધિ અને

* આ સમયમાં મુસલમાનોએ પાદરીઓના ફંદે ફસતા ઘણુંજ બચવું જોઇએ છે.

† હમણાં પાદરીઓ એજ કોશીશમાં છે.

§ એટલે (Trinity) (ટ્રીનીટી)ને માનો નહીં પણ એકજ ખુદા કે જેનો બોધ ઇસલામ કરે છે તેના ઉપર ઇમાન લાવો.

"પયગમ્બરીની બક્ષિશ આપે અને તે પોતાના શિષ્યોને કહે કે
"તમે મારી તથા ખુદાની પરસ્તિશ કરો, પણ જ્યારે તમે કીતાબને
"ભણો છો અને તેનો ઉંડો અભ્યાસ કર્યો છે ત્યારે તમે ખુદાને
"લગતી વસ્તુઓમાં પુર્ણ થાઓ"

નજરાનના ખ્રિસ્તીઓને **હઝરત મોહમ્મદ સલ૦** એ નીચે પ્રમાણે દલીલોથી ચુપ કર્યા હતાં.

"ખુદાએ તઆલા; રજેરજનો સહારો અને આખા જગતનો દાતા
"છે, અને દરેક વસ્તુની હસ્તી તેની જાતના કારણથી છે. ઇસુ-
"ખ્રિસ્તમાં આ ગુણ ન હોતાં. બલકે તેઓ ખાતા પીતા અને
"પાલણ પોષણના મોહતાજ હતા. તેઓ ખુદા કેવી રીતે હોઇ
"શકે? ખુદાતઆલા હમેશાંથી છે અને હમેશાં રહેશે. પણ હઝરત
"ઇસા તમારા કેહવા પ્રમાણે વધસ્થંભે ચઢાવવામાં આવ્યા. અને
"મર્ણ પામ્યા. તો તેઓ ખુદા કેવી રીતે હોઇ શકે?

"આખું જગત જાણે છે, સઘળી આકાશી કિતાબો પણ એમજ
"કહે છે અને બુદ્ધિ પણ એજ કહે છે કે સર્વ પ્રકારની પુજાને
"લાયક એકજ માઅબુદ (અલ્લાહ) છે, અને તમે ત્રણ માઅબુદ
"ઠરાવો છો. કોઇ માણસ પોતાના બે માલિકોની સેવા (ખીદમત)
"બજાવી લાવી શકતો નથી. કેમકે બેમાના એકની તરફ જરૂર
"વધઘટ થઇ ગયા વિના રહે નહીં તો એક માણસ ત્રણ ખુદાની
"કેવી રીતે સેવા બજાવી શકે?

"ખુદા ઉપર આકાશ અને પૃથ્વિ ઉપરની કોઇ વસ્તુ છુપી હોઇ
"શકતી નથી, અને ઇસુખ્રિસ્તમાં આ ગુણ ન હતો. તેઓનું જ્ઞાન
"સામાન્ય માણસ વર્ગની પેઠે ધીમે ધીમે વધતું ગયું હતું ખુદાની
"પેઠે તેમને, શરૂઆતથી કે છેલ્લે સુધી સરખું જ્ઞાન ન હતું (લુક
"૮ પ્રકરણ ૪૫) એક સ્ત્રી તેઓના લુગડાની ચાળને અડી અને
"તેઓને લગારે ખબર પડી નહીં કે તેઓની ચાળને કોણે
"અડયું? ખુદાતઆલા મળ મુત્ર (પેશાબ—પાખાના) સુઇ રહેવા
"અને ખાવા પીવાથી પવિત્ર છે. અને ઇસુખ્રિસ્તનું ખાવું પીવું,
"મુતરવું, બાજરૂએ જવું અને સુઇ રહેવું બાઇબલથી સીદ્ધ છે.

" પછી તેઓ ખુદા કેવી રીતે ? ખુદાતઆલા એ વાતથી પવિત્ર છે
" કે એક કુંવારીને પેટે જન્મ લે, અને નવ માસ સુધી હૈઝનું લોહી
" ખાય પીયે. તમે હઝરત ઇસા માટે આ બધી વાતો માનો છો
" તો પછી તેઓ ખુદા કેવી રીતે થયાં ? ખુદા તઆલા માતાઓના
" પેટમાં માણસોની આકૃતિઓ બનાવે છે, પરંતુ હઝરત ઇસામાં
" એ ગુણ ન હોતો, તેઓ મહાન પરવરદિગારના હાથની ઘડેલી
" એક તસવીર હતાં. પછી તેઓ ખુદા કેવી રીતે થયાં ?

" હઝરત ઇસાને ખુદાનો દીકરો માનો છો, તો બાપ અને બેટામાં
" મળતાં પણું હોવું જોઇએ, પણ હઝરત ઇસા જરાએ મળતાં
" આવતાં નથી, બાપમાં તમામ ગુણો સંપુર્ણ છે, પણ બેટામાં
" તેવા નથી. બાપ શરીરથી પવિત્ર, બેટો શરીરના બંધનોમાં. બાપ
" સઘળાં બંધનોથી પવિત્ર, બેટો સઘળાં બંધનોમાં કેદ, બાપ ખાવા
" પીવા ઓઢવા પહેરવા અને પેશાબ પાખાનાથી પવિત્ર, બેટામાં
" માણસો જેવાં એ સર્વે ગુણો, બાપ અનાદી અને અવિનાશી,
" બેટો માત્ર છસો વરસ ઉપર પેદા થએલો અને તમારા
" કેહવા પ્રમાણે માર્યો ગએલો. અને તેનું ફરીથી સજીવન થઇ
" ઉઠવું શંકા ભર્યું અને રદ કરવા જોગ. બાપ મહા શકિતવાન,
" સર્વ સત્તાવાન, બેટો યહુદીઓના ફંદામાંથી પોતાને મુકત કરાવી
" શકયો નહીં તો પછી ઇસુ ખુદાનો દીકરો અથવા તેના જેવો
" કેવી રીતે હોઇ શકે ?

**હઝરત મોહમ્મદ સલ૦** ની ઉપલી દલીલોના જવાબમાં ખ્રિસ્તઓ કહેતાં કે "ઇસુખ્રિસ્ત કુંવારીને પેટે જન્મ પામ્યો અને તેનો બાપ ન હતો, તો પછી ખુદા સિવાય તેનો બીજો કોઇ બાપ થઇ શકે છે ?" આ સાંભળી **હઝરત સલ૦** જવાબ આપતાં કે ( જેમકે કુરઆનમાં છે )

" ખરેખર ઇસાનું બાપ વિના પેદા થવામાં હઝરત આદમના દ્રષ્ટાંત
" જેવું છે, જેને ખુદા તઆલાએ માટીથી બનાવ્યો, પછી ફરમાવ્યું
" કે " થઇ જા " તો તરતજ હરતો ફરતો જીવતો જાગતો માણસ
" બની ગયો ખુદાની કુદરતની તો એજ શાન છે કે જ્યારે તેનો
" હુકમ કોઇ વસ્તુને પેદા કરવાનો ઇરાદો કરે છે તો માત્ર એટલુંજ

"કહે છે કે "થઇ જા" (કુન) તો તરતજ ખુદાતઆલાના હુકમ
"અને કુદરત અને ઇરાદાથી તે વસ્તુ હસ્તીમાં આવી જાય છે.
"અગર હઝરત ઇસાનું બાપ વિના પેદા થવું હઝરત ઇસા ખુદાના
"બેટા હોવાની દલીલ છે તો હઝરત આદમને તેમના કરતાં વધારે
"ઉંચી પદવી વાળાં ખુદાના બેટા માનવા જોઇએ કેમકે તેમનો ન
"બાપ હતો ન મા હતી. અને તેમને પણ તમારી કિતાબોમાં
"ખુદાના બેટા લખેલા છે, બાઇબલમાં એવા હજારો ખુદાના બેટા
"છે તો પછી હઝરત ઇસાને તેમાં ખાસ પણું શું છે? ઇલાહી
"કિતાબોમાં "ઇબ્નુલ્લાહ" (અલ્લાનો દીકરો) શબ્દ આવે છે
"તેના અર્થ કાંઇ એમજ નથી કે અલ્લાહનોજ હકીકી (સાચો)
"પુત્ર, પણ ઇલાહી કિતાબોમાં ખુદા પોતાના પ્યારા અને વ્હાલાં
"બંદાઓ માટે એ શબ્દ વાપરે છે, આખી સૃષ્ટીનો તે પીતા છે.
"અને સર્વ માણસો તેના પુત્ર છે. તેમાં હઝરત ઇસાને કાંઇ ખાસ
"પણું નથી. બાઇબલમાં, જેવી રીતે એક માણસ ખુદાને હે બાપ!
"હે પિતા! કહી શકે છે તેવી રીતે હઝરત ઇસાને હે બાપ હે
"પિતા! કહેતાં લખેલાં જોયાં તે ઉપરથી ખ્રિસ્તીઓ ખરેખર તે
"માણસ જાતને ખુદાનો દીકરો માનવા લાગ્યાં. પણ ખુદા તેનાથી
"પાક અને પાકીઝા છે.

અમારી પ્રાર્થના—(કુરઆન) "હે અમારા પરવર દિગાર! તું અમોને
"ઇલાહી કિતાબમાં સત્ય માર્ગ દેખાડી ચુકયો. અને સત્ય અકાયદો
"(આસ્થા) થી જાણીતા કરી ચુકયો. એ પછી અમારા
"અંતઃકરણોને સત્યતાથી પાછા ફેરવ નહીં, અને પોતાના દરબાર-
"માંથી અમોને તારી ખાસ રહેમત (કૃપા) નો સરપાવ એનાયત
"કર. ખરેખર, તું મોહટો બક્ષિશ કરનારો છે."

**હઝરત મોહમ્મદ સલ૦**એ ખ્રિસ્તીઓની સાથે જે મુબાહેલો કર્યો હતો તેનું વર્ણન અમારી લખેલી **હઝરત મોહમ્મદ સલ૦**નું ટુંક જીવન વૃતાંત નામની કીતાબમાં વાંચો.

જેમ ઉપર કુરઆને મજીદની આયતોમાં આવી ગયું કે યહુદીઓ પોતાને સત્ય માર્ગે અને સ્વર્ગના વારસ સમજતાં હતાં તેમના માટે કુરઆન કહે છે.

"તું કહે! હે યહુદી કોમ! અગર તમારો ખ્યાલ છે કે અમેજ
"માત્ર અલ્લાહના દોસ્ત (વ્હાલા) છીએ અને અમારાં સિવાય
"કોઇ નથી, તો મોંહથી મરણ પામવાની ઇચ્છા કરો જો તમે
"તમારા દાવામાં સાચા હો"

વળી પછી કુરઆને મજીદ ભવિષ્ય વાણી તરીકે કહે છે કે—

"તેઓ કદી, પોતાના કૃત્યોના ખ્યાલથી, પોતાના જુઠા મોંહ
"વડે મોતની ઇચ્છા નહીં કરે અને ખુદા જુલમ કરનારાઓને
"ઘણી સારી પેઠે જાણે છે"

**હઝરત સલ૦એ** તેઓને ઉપલો સંદેશો પોંહચાડી દીધો હતો. પરંતુ કુરઆન શરીફની ભવિષ્ય વાણી પ્રમાણે તેઓ કદી મૌતની ઇચ્છા કરી શક્યા નહીં

આવી રીતે કુરઆન મજીદ દરેક ફીરકા અને ટોળાને બોધ આપતું જાય છે અને એજ ખુદાના માર્ગ તરફ બોલાવે છે. અને જ્યારથી તે પૃથ્વિ ઉપર આવેલું છે ત્યારથી અધ્યાપી લગી તેવું ને તેવું છે. જેમ બાઇબલમાં અને તવરાતમાં માણસોના હાથે ફેરફાર કરી દીધો છે. તેમ આમાં લગારે ફેરફાર થયો નથી, અને થશે પણ નહીં, કેમકે ખુદા ખુદ તેનું રક્ષણ કરવાનું વચન આપી ચુક્યો છે.



# પ્રકરણ ત્રીજું.

## ઇસલામની ઇબાદતો.

જેવી રીતે ખુદા તઆલા સમીઅ (સર્વ શ્રોતા) બસીર (સર્વ દર્શી) કદીર (સર્વ શકિત માન) ઇત્યાદી સર્વ સ્તુત્ય (હમીદા) ગુણો (અવસાફ) વાળો છે, તેવી રીતે તે હકીમ (મહા ચાતુર્ય)પણ છે, તેણે પોતાની સંપુર્ણ હિકમત (ડહાપણ) થી સૃષ્ટીને ઉતપન્ન કીધી છે. તેનું કોઇ કૃત્ય હિકમત વિનાનું નથી, તેના દરેક કાર્યમાં માનવ જાત માટે બીજી સૃષ્ટ વસ્તુઓ માટે કાંઇને કાંઇ લાભ રહેલો છે. જે ઉપરથી સીદ્ધ થાય છે કે તેણે આ સર્વે રચના નકામી કીધી નથી અને જેઓ એમ કહે છે કે **"રબ્બના મા ખલકત હાઝા બાતેલન"** (**હે** અમારા પરવરદિગાર ! તેં આ સર્વે નકામું ઉતપન્ન કીધેલું નથી.) તેઓની ખુદાએ તારીફ કીધી છે. અને તેઓને **આલિલ અલબાબ** (બુદ્ધિવાન) ગણ્યાં છે. એ વાત સત્ય છે કે તેને આ સૃષ્ટીની કાંઈ ગરજ નથી, તેણે જે કાંઇ કીધું છે તે સર્વે આપણાંજ લાભ માટે કીધું છે. પરંતુ તેમાં કાંઈ કારણ તો રહેલું હોવુંજ જોઇએ, જે વિષે ખુદા ખુદ કુરઆનમાં ફરમાવે છે.

> "મેં જીન્નાત અને ઇનસાન (મનુષ્ય) ને મારી ઇબાદત માટેજ
> "પેદા કીધા છે,"

આ સૃષ્ટી ઉતપન્ન કરવાનું મુળ કારણ ખુદાની ઇબાદત અને તેની માઅરેફત (પીછાણ)નું જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે. અને ખરેખર તેમાં સૃષ્ટી માટેજ મોટો લાભ મુકેલો છે, તે તો બંદાઓની કાંઇ ગરજ રાખતો નથી. જે માણુસે આ ભુમિ ઉપર જન્મી પોતાના સર્જનહાર અને સર્વે સુખ દાતાની ઇબાદત કીધી નહીં, તેની પીછાણનું જ્ઞાન પામ્યો નહીં, તે માણુસ આ ભુમી ઉપર જન્મ્યો ન જન્મ્યો સરખોજ છે. નહીં તે પશુ કરતાં પણ વધારે ખરાબ અને હલકો છે. કારણ કે પશુ પંખીઓ જડ અને ચેતન સર્વે સૃષ્ટ પદાર્થો રાત દીવસ પોતાના કિરતારનું સ્મરણ કરી રહ્યાં છે અને તે મહાન કિરતારની આજ્ઞાથી માણુસ જાત પોતાના માલિકની સેવા બજાવે છે અને નિમકહલાલીથી વર્તે છે તો પછી જો માણુસ જાત

પોતાના માલિક ( સરજનહાર ) ની સેવા ( ઇબાદત ) ન બજાવે તો તે તેમનાથી પણ હલકો ગણાય એમાં નવાઇ નહીં જે કિરતારે માણસ જાત માટેજ આ સર્વે રચના રચી છે તેજ કિરતારને જ્યારે માણસ ભુલી જાય અને તેની ઇબાદત ન કરે ત્યારે તે ઉપકાર માનવાની વૃત્તિથી કેટલું ઉલટું કહેવાય ? ઇરાનના નામવર મહાન શાયર શેખ સાઅદી સાહેબે કહ્યું છે કે—

અબ્રો બાદો મહો ખુરશીદો ફલક દર કારન્દ
તા તુ નાની બ કફ આરીઓ બ ગફલત ન ખુરી
હમા અઝ બેહરે તુ સરગશ્તઓ ફરમાં બરદાર
શર્તે ઇનસાફ ન બાશદ કે તુ ફરમાં ન બરી

( અર્થ–" આકાશ, સુર્ય, ચંદ્ર, વાદળ, પવન ઇત્યાદી સર્વે સૃષ્ટ વસ્તુઓ તારા હાથમાં રોટલી આપે અને તેને તું ગફલતથી ન ખાય એટલા માટે ( તારાજ માટે ) રાત દીવસ કામ કરી રહ્યાં છે જ્યારે તે સર્વે તારા માટે દીવાના થઇ રહયા છે અને તારી તાબેદારી બજાવી લાવે છે ત્યારે તું જો તારા માલિક (ખુદા) અને એવા ઉપકાર કરનારની તાબેદારી બજાવી ન લાવે ત્યારે તે કેટલું ન્યાય વિરૂદ્ધ અને ઇનસાફથી ઉલટું થશે ? " )

જ્યારે માણસ જાત માટે ઇબાદતની જરૂર હોવી સિદ્ધ થાય છે ત્યારે એ પણ જાણવું જોઇએ કે જે ઇબાદત ખુદાની મરજીની હશે તેજ ઇબાદત સ્વીકારવામાં આવશે અને તેની મરજી મુજબની ઇબાદત ત્યારેજ થઇ શકે છે કે જ્યારે માણસ તેની આજ્ઞાઓ પ્રમાણે વર્તે. જો માણસ પોતાની બુધ્ધિમાં જેવી રીતે આવે તેવી રીતે તેની ઇબાદત કરે તો તે ખુદાની મરજીની ઇબાદત નહીં પણ તેની પોતાની મરજીની ઇબાદત કહેવાશે. માટે તે બાબે પણ ખુદાની વહીની પેરવી કરવી ઘણીજ જરૂરી છે. એક બાદશાહ અથવા રાજા પોતાની–પ્રજાને જો કાંઇ હુકમ આપવા ચાહે છે તો તે પંડે પ્રજા સમક્ષ જઇને ખડો થતો નથી. પરંતુ પોતાના એલચીને મોકલી પોતાની પ્રજાને પોતાનો સંદેશો અને મરજી સંભળાવી દે છે તેવીજ રીતે બાદશાહોનો બાદશાહ મહાન અલ્લાહ પોતાના એલચી (રસુલ) મારફત પોતાની આજ્ઞાઓ પોતાના બંદા ઉપર મોકલે છે. જેમાંના

છેલ્લા **હઝરત મોહમ્મદ સલ૦** છે. જેઓએ ( ખુદાની આજ્ઞાથી ) દરેક મુસલમાનના મનમાં ઇસલામ ધર્મ સર્વદા ચૈતન્ય રહે અને કદી પણ મહાન કિરતારનું ભાન ભુલવા ન પામે તેટલા માટે કેટલીક ઇબાદતો ફરજ ફરમાવી **છે**, જેમકે **નમાઝ, રોઝા, ઝકાત, હજ.** અને તેઓએ ફરમાવ્યું છે કે ફરજ ઇબાદતો અદા કર્યા બાદ એટલે પાળ્યા પછી સસારના સરવે ધંધા કે જેની ઇસલામ ધર્મે છુટ આપી છે. ( એટલે હલાલ ગણ્યાં છે ) તે સર્વે ઇબાદતમાંજ ગણવામાં આવશે, હલાલ રોઝી ખાવી, પોતાના બાળ બચ્ચાનું પોષણ કરવું, હલાલ ધધા માટે મુસાફરી કરવી, મહેનત કરવી, મજુરી કરવી, રાત્રે સુઇ રહેવું ઇત્યાદી સર્વે ફરજ બાબતો પાળ્યા પછી ઇબાદતમાંજ ગણવામાં આવેલ છે. તેઓ ખ્રિસ્તી ધર્મની પેઠે કુંવારા રહેવાને અને સંસાર ત્યાગી થવાને તથા જોગી જતી બનવાની આજ્ઞા આપતાં નથી, જેમકે તેઓએ ફરમાવ્યું છે કે **"લા રેહબાનીયત ફિદ્દીન"** ( ઇસલામ ધર્મમાં સન્યાસીપણું નથી. ) અને ખરેખર એજ સર્વે નીતીનું મુળ અને માણસ સ્વભાવ અનુસાર છે, ઇસલામ ધર્મ કોઇને ન પળાઇ શકે એવી આજ્ઞાઓ આપતો નથી. પરંતુ એવીજ આજ્ઞાઓ આપે છે કે જે આપણે ઘણીજ સહેલાઇથી પાળી શકીયે. જેમકે **હઝરત મોહમ્મદ સલ૦**ના નીચલા ફરમાનો ઉપરથી જણાશે કે તેઓ સંસાર ત્યાગ કે જે કુદરતની બક્ષિશોની અવગણના કરવા સમાન છે તેને કેટલે દરજ્જે નાપસંદ કરે છે અને આ સંસારના સર્વે હલાલ ઉપભોગોના કેટલે દરજ્જે રજા આપે છે.

" કેટલાંક પાપો એવાં છે કે ગુજરાન કરવાના પ્રયત્નોથી સ્વચ્છ થઇ
" જાય છે ( એટલે ધોવાઇ જાય છે. )

" જે માણસ હલાલ રીતે સંસારને એટલા માટે શોધે છે કે તે
" કોઇની પાસે હાથ ધરવાથી બચે અને પોતાના બાળબચ્ચાઓનું
" ગુજરાન કરી શકે અને પાડોશીની સાથે હમદર્દી ( દાઝ ) થી
" વર્તે તો તે ખુદાને એવી સ્થીતિમાં મળશે કે તેનું મોહ પુનમના
" ચંદ્ર સમાન ચમકતું હશે.

એક દીવસે કેટલાક શિષ્યો **હઝરત મોહમ્મદ સલ૦**ની સેવામાં બેઠાં હતાં. તેઓએ એક મજબુત અને કદાવર જવાનને જોયો કે જે સવાર પડતાંજ ગુજરાનની શોધમાં નીકળતો હતો, તો કહ્યું કે " જો તે

પોતાની ચાલાકી અને તાકત ખુદાના માર્ગમાં વાપરત તો કેવું સારૂ થાત ?" આ સાંભળી **હઝરત સલ૦**એ ફરમાવ્યું.

"એમ ન બોલો કેમકે જો તે માંગવાથી બચે અને લોકોનો
"મોતાજ ન થાય એટલા માટે મહેનત કરે છે તો તે ખુદાના
"માર્ગમાંજ છે, અને જો તે પોતાનાં ઘરડાં માબાપ અને બાલ-
"બચ્ચાઓ માટે મહેનત કરે છે કે તેઓ નચિંત રહે (જે રળે તે)
"તેમને કામ આવે તો તે પણ ખુદાના માર્ગમાં છે."

"ખુદાએ તઆલા એ બંદાને દોસ્ત રાખે છે કે જે મોહતાજ ન
"થાય. એટલા માટે નોકરી કરવી અખતીયાર કરે છે."

"ખુદા તઆલા ધંધો કરનારા મુસલમાનોને દોસ્ત રાખે છે"

"રીવાયત કીધી છે કે હઝરત ઇસા અલ૦ એ એક માણસને જોયો
"તો પુછયું તું શું કરે છે? ( તેણે ) કહ્યું, ઇબાદત, પુછયું તારી
"સંભાળ કોણ રાખે છે. ( એટલે તને કોણ નભાવે છે ) કહ્યું
"મારો ભાઈ; કહ્યું તારો ભાઇ તારાથી વધારે ઇબાદત કરનારો
"છે." ( એહયાઉલ ઉલુમ )

પણ એ યાદ રાખવાનું છે કે નમાઝ રોઝા હજ ઝકાત ઇત્યાદી જે જે ફરજ આજ્ઞાઓ હોય તે પાળ્યા પછી સંસારનો હલાલ કારબાર ઇબાદત છે.

દરેક ધર્મમાં ખુદાની ઇબાદત કરવાનું ફરમાન છે, પરંતુ ઇબાદત ( ભક્તિ ) ની ગરજ જેવી રીતે ઇસલામ ધર્મ પુરી પાડે છે તેવી રીતે બીજા ધર્મ પુરી પાડી શકતાં નથી. **હઝરત મોહમ્મદ સલ૦**એ નમાઝને **ઇસલામ ધર્મનો થંભ** ફરમાવેલો છે જે તે ધર્મના થંભને એટલે નમાઝને તોડે તેણે જાણે ઇસલામ ( ની ઇમારત ) ને તોડી નાંખ્યો કુરઆનમાં પણ તે વિષે ઘણીજ તાકીદ કરવામાં આવી છે અને તે વિષેની ઘણી આયતો છે.

"કિતાબમાંથી જે કાંઇ તારી તરફ ઉતારવામાં આવ્યું છે તે લોકોને
"સંભળાવ, અને હમેશા નમાઝ પઢયાં કર, કેમકે નમાઝ
"પાપોથી અને જે કાંઇક દોષપાત્ર છે તેનાથી *રક્ષણમાં રાખે છે;

"અને ખુદાનું સ્મરણ (ઝીકરે ઇલાહી) ખચિત સર્વથી વધારે
"પવિત્ર ફરજ છે."

દીવસમાં પાંચ વખત નમાઝ પઢવી ફરઝ છે, અને નમાઝ પઢવા અગાઉ "વઝુ" કરવાની ક્રિયા કરવી પડે છે એટલે મલિન પદાર્થોથી શરીરને સ્વચ્છ કરી અમુક અવયવોને ધોવા તે વઝુ છે હમેશાં સ્વચ્છ રહેવાનું અને પોતાનાં લુગડાં કિંવા શરીર અસ્વચ્છ અને નાપાક ન થાય એ ચીવટ રાખવાનું શીખવે છે. જે માણસ વઝુ માટે કોઇ પણ બીમારીના કારણસર વઝુ કરવામાં પાણીનો ઉપયોગ કરી શકતો ન હોય અથવા તે એવી જગ્યાએ હોય કે જ્યાં પાણી મળી શકતું ન હોય, તેવા માણસને તયમ્મુમ કરી નમાઝ પઢવાનો હુકમ છે. તયમ્મુમ માટીથી વઝુ કરવાને કહે છે. જે નમ્રતા કરતાં અને અહંકાર મુકી દેતાં શીખવે છે. એ સિવાય બીજા અનેક લાભોમાં એ પણ છે કે પોતાના મોંઢ અને હાથ ઉપર માટી લગાડવાંથી ખુદા પ્રત્યે પોતાની આજીજી અને નમ્રતા જાહેર થઇ શકે છે, ખુદાને આજીજી અને નમ્રતા ઘણીજ પસંદ છે, આ માટીના વઝુથી આપણે એ ઇશારો પામીયે છીએ કે આપણે માટીમાંથી પેદા થયાં અને માટીમાં મળી જઇશું. તેનાથી આપણે પ્રથમ કાંઇ નહતાં, પરંતુ માટી જેવી હલકી વસ્તુથી ખુદાએ આપણને મનુષ્યાકારનો જામો પેહરાવી "અશરફુલ મખલુકાત"ની પદવી આપેલી છે એ ભાન થાય છે.*

નમાઝ મસજીદમાં પઢી શકાય અને બીજે સ્થળે ન પઢાય એવું કાંઇ નથી, જે જગ્યા પવિત્ર હોય ત્યાં નમાઝ પઢી શકાય છે. જે વિષે એક ઇંગ્રેજી ગ્રંથ કર્તા લખે છે કે—"ઇસલામની મહત્વતા છે કે તેના દેવળો હાથથી બનાવવામાં આવતાં નથી અને તેની ક્રિયાઓ ખુદાની પૃથ્વિ ઉપર અથવા ખુદાના આકાશ નીચે દરેક સ્થળે અને દરેક જગ્યાએ થઇ શકે છે." + તે દરેક જગ્યા કે જ્યાં ખુદાની એકાગ્ર ચિતે ઇબાદત થઇ શકે તે પવિત્ર છે. મુસલમાન સ્વદેશમાં કે પ્રદેશમાં જ્યાં હોય ત્યાં પોતાના અંતઃકરણ પુર્વક નમાઝ પઢી શકે છે. જેમ બીજા ધર્મોમાં ધર્મગુરૂ કિંવા પાદરી વિના ઇબાદત થઇ શકતી નથી, તેમ ઇસલામમાં નથી, દરેક માણસ પોતાની મેળે નમાઝ પઢી શકે છે.

* ઇસ્લામની ખુબીઓ.

+ હન્ટર—અવર ઇન્ડીયન મુસલમાન્સ પા. ૧૭૯

દરરોજની પાંચ વખતની નમાઝ વાજીબ ઉપરાંત ઇદ, બકરી ઇદ શુકરવાર ઇત્યાદી તહેવારોના દીવસોમાં નમાઝ પઢવાનો હુકમ આપવામાં આવ્યો છે. જેમ બીજા ધર્મના તેહવારો રમત ગમત અને ખેલ કુદમાં પસાર કરવામાં આવે છે તેમ ઇસલામમાં નથી, પરંતુ ઇસલામ તેહવારોને ખુદાની ભકિતમાં ગાળવાની આજ્ઞા આવે છે.

નમાઝમાં શું શું પઢવામાં આવે છે, તે અહીં ગુજરાતીમાં આપવાથી તેની ખરી ખુબી રહેતી નથી. એ માટે તે અત્રે લખવામાં આવતાં નથી. નમાઝથી બીજા અનેક રૂહાની (આત્મિક) ફાયદાઓ ઉપરાંત જે જે જાહેરી લાભ થાય છે. તે માટે જનાબ મીર સદરૂદ્દીન સાહેબની લખેલી "ઇસલામની ખુબીઓ" નામની ગુજરાતી કિતાબ વાંચો.

નમાઝ પઢતી વખતે એકાગ્ર ચિત અને શુદ્ધ અંતઃકરણની ઘણી આવશ્યકતા છે જેમકે કુરઆનમાં કહયું છે.

" જે માંસ અને લોહીનો તમે ખુદાને ભોગ આપો છો, તેને ખુદા
" કબુલ કરતો નથી, પણ તે જે સ્વીકારે છે અને કબુલ કરે છે,
તે તમારી પરહેઝગારી (પવિત્રતા) છે.

નમાઝમાં જે રૂકુ સિજદા કરવામાં આવે છે, તેમાં શું મોહટું રહસ્ય સમાએલું છે અને તે ઇશ્વર બકિતની કેવી સંપુર્ણ ગરજ સારે છે, તેનું વર્ણન **"મસનવી એ માનવી"**માં કાંઇક આપેલું છે, પણ તે ફારસી ભાષામાં હોવાથી તેનો ઉર્દુ કાવ્યમાં તરજુમો નીચે ઉતારી લેવામાં આવે છે.

જબ કિયે આગાઝ તકબીરે નમાઝ
હો ગયે કુરબાન શમશીરે ન્યાઝ
માઅનીએ તકબીર હે યેહ અય કુલાં
હકકે આગે હમ હુવે કુરબાં બ જાં
વકતે ઝબ્હ અલ્લાહો અકબર બોલતે
નફ્સ ફાની ઝબ્હ અયસા કીજીયે
મિસ્લ ઇસમાઇલ તન જાં જયું ખલીલ
ચાહીયે જાં તનકો યું કરદે સબીલ

નફસ થા જો તાલિબે હિર્સો હવા
સાથ બિસ્મિલ્લાહ કે બિસ્મિલ હુવા
રૂબરૂ હક્કે ખડે સફ બાંધકર
વાસ્તે દેને હિસાબ અપના મગર
અશ્ક જારી ખોફસે દિલ ચુર ચુર
હશ્રમેં જયસે ખડે હક્કે હુઝુર
હકસે યું ફરમાન હોતા અય ફુલાં
કયા મેરી ખાતિર તુ લે આયા યહાં
ઉમ્ર તું કિસ કામમેં આખિર કિયા
કુત કુવ્વત સબ તું કિસ પર કિયા
ચશ્મો ગોશ અપને રખા કિસ કામમેં
કયું રખા હોશો હવાસ આરામ મેં
મેં તુજે દુનીયા મેં બસ મોહલત દિયા
તુ ખરીદા આખેરત કી કયા કિયા
અયસે હી પયગામ લાયે હોલનાક
સો હઝાર આતે હેં અઝ દરગાહે પાક
જબ કરે કોમી મેં ગે મહેનત રૂજુઅ
શર્મસે ઘુટનોંપે વોહ લાયા રૂકુઅ
પસ હુવા ફરમાં કે અપના સર ઉઠા
દે જવાબ અય હક્કે તુ ફરમાન કા
સરકો ઘુટનોં સે ઉઠા કર વો ખજીલ
ગિર પડા સિજદે મેં હો શરમિંદા દિલ
ફિર ઉઠાયા સર હુવા ફિર સર નગું
સરકો સિજદેમેં રખા હોકર ઝબું
ફિર હુઝુરે હકસે યું આયા ખિતાબ
સર ઉઠા સિજદેસે હકકા દે જવાબ

ફિર હુવા ઉસ્પર ઇતાબ અય ખાક કાર
સર ઉઠા કરદે જવાબે ફિર દિગાર
ના રહી તાકત ખડે રહેનેકી જબ
બેહ હયબતસે ગયા કાઅદેમેં તબ
હક કહા મેં નેઅમતેં તુજકો દિયા
શુક્ર ઉસ નેઅમત કા તુને કયા કિયા
મુંહ ફિરા સીધી તરફ કરતા સલામ
અંબીયા કો ઇજઝસે વો મરદે ખામ
યાઅને અય શાહા શફાઅત કીજીયે
પાઉં મેરે સખ્ત મુશકિલ મેં રહે
અંબીયાં કેહતે કે અબ ચારા નહીં
બો દિયા તુ વક્ત ચારે કા કહીં
મુર્ગ એ હંગામ હે તુ અય દની
સઇ હે એ સુદ વકતે બનં કની
ફિરકે દેહને હાથ મુંહ કર વોહ ગરીબ
ઇલ્તેજા કરતા હે બાખેશો કરીબ
વે કહેં હમસે મદદ હરગિઝ ન હો
દે જવાબ અપના ખુદાસે આપ તુ
જબ હુવા હરદો તરફસે ના ઉમીદ
સખ્ત મુઝતર હોકે લરઝા મિસ્લે બેદ
હાથ અપને કર તરફ હકકે બલંદ
પસ દોઆ કરતા હે મરદે મુસ્ત મંદ
અય ખુદાવંદે કરીમો અય ઇલાહ
અવ્વલો આખિર મુઝે તેરી પનાહ
યેહ ઇશારા થા તેરી વકતે નમાઝ
પેશબી જબ હો કયામત બનં શુદાઝ

ઇસલામમાં એવાં ઘણાં મહાન પુરૂષો થઇ ગયાં છે કે **જેઓ** ઇબાદતમાં એવાંજ તલ્લીન રહેતાં હતાં, **હઝરત અલી અલ૦ને એક** વખત કાફરોની સાથેના યુદ્ધમાં તીર વાગ્યું હતું અને તે કેમે નીકળતું ન હતું અને કાઢવા જતાં તો ઘણી ઇજા થતી, તેથી **હઝરત મોહમ્મદ સલ૦એ** ફરમાવ્યું કે જ્યારે હઝરત અલી નમાઝ પઢે ત્યારે તે તીર ખેંચી લેવામાં આવતું અને હઝરત અલીને તેની ખબર વટિક પણ પડી નહીં. ઇસલામમાં નમાઝની ઘણી તાકીદ છે, જો બિમાર હોય તો બેઠાં બેઠાં પડવી જોઇએ અને જો બેસવા જેટલી શકિત ન હોય તો સુતાં સુતાં પઢવી જોઇએ, લડાઇના પ્રસંગે, લડાઈ ચાલતી હોય, તે વખતે પણ નમાઝનો વખત થાય તો નમાઝ પઢવી જોઇએ, જો કે તેનો તરીકો જુદો છે.

ઇસલામનો પ્રકાશ જ્યાંથી પ્રકાશ્યો હતો, જ્યાં તેના સ્થાપકને અનહદ સંકટો વેઠવાં પડયાં હતાં, જ્યાં મુર્તીપુજકો સામે લડવું પડયું હતું તે મક્કા શહેરનું એટલે કાઅબાનું દરેક મુસલમાનને દરરોજ સ્મરણ રહે તે ખાતર નમાઝ પઢતી વખતે કાઅબા: બયતુલ્લાહ તરફ મોંહડું રાખવાનો હુકમ આપવામાં આવ્યો છે. સર્વે ધર્મોમાં રોઝા ( ઉપવાસ ) રાખવાની આજ્ઞા આપવામં આવી છે ખ્રિસ્તીઓ અને યહુદીઓમાં પણ તે રૂઢી છે. પણ રોઝા રાખવાનો હેતુ જુદોજ ધરાવે છે, જે ઇસલામના રોઝાના હેતુ સાથે સરખાવતાં એટલો બધો ઉંચ હેતુ ગણાય નહીં. તેઓ પોતાના પાપો ક્ષમા થાય એટલા માટે રોઝો રાખતા હતા અને રોઝાને એક પ્રકારનો પશ્ચાતાપ ગણુતા હતા. પરંતુ ઇસલામના રોઝાનો હેતુ પાપોથી બચવાનો, કુકર્મોથી દુર રહેવાનો, પોતાની પશુ વૃતિઓ અને મનોવૃતિઓ ( નફસાની ખ્વાહિશો ) ને વશ રાખવાનો અને મનોવિકારોને વશ રાખવાની ટેવ પાડવાનો છે જેઓની તંદુરસ્તી સારી હોય તેઓનેજ રોઝા રાખવાની આજ્ઞા આપવામાં આવી છે. અશકત, બીમાર, મુસાફર વિધાર્થી ( જે ઇલાહી જ્ઞાન પામવા માટે ઇલ્મ પ્રાપ્ત કરવાના પ્રયત્નો કરતો હોય ) ધર્મના ઉપર હુમલો કરનારાઓની સાથે ખુદાની ખાતર લઢનારો સીપાહી અને સુવાવડી સ્ત્રીને તથા જે સ્ત્રી રૂતુ પ્રાપ્તિ (હેઝ)માં હોય તેઓને રોઝા રાખવાનો હુકમ નથી. તેઓને કઝા રાખવાનો હુકમ છે. જે લોકો એ ગ્રીકસ, રોમન્સ, પરશીયન અને ઇસલામની પહેલાંના એરેબીયન્સ અત્યાચારને તેઓના મોજ શોખને, ઉડાઉપણાને,

તેઓના હદ વિનાના દુર્ગુણોને જાણે છે તેઓ, તેઓની પશુ વૃતિઓને વશ રાખવાનું શીખવવા ખાતરની રૂઢીને પસંદ કર્યા વિના રહેશે નહીં.

( કુરઆન ) "હે ! એ લોકો કે જેઓ ઇમાન લાવ્યા છો......તમને
"રોઝા રાખવાનો હુકમ આપવામાં આવે છે એટલા માટે
"કે તમે પરહેજગારીથી વરતો-ગણત્રીના દીવસના રોઝા*
"પણ જે કોઇ તમારામાં રોગી હોય અથવા મુસાફરીએ
"હોય તે બીજા સરખાં ગણત્રીના દીવસોમાં રોઝા રાખે+
અને જેઓ રાખવા શકિતવાન હોય ( છતાં ન રાખે )
"તેઓ ગરીબ માણસનું પોષણ કરી તેનું પ્રાયશ્ચિત
"( કફ્ફારો ) કરે......પણ જો તમે રોઝા રાખો તો તે
"તમારા માટે વધારે સારૂં છે જો તમે સમજો તો......
"ખુદા તમારા માટે જે કોઇ સહેલું છે તે ચાહે છે."

રોઝો રાખવાનો વખત દીવસનો છે, રાત્રે ખાવા પીવા ઇત્યાદી બીજાં સર્વે ઉપભોગોની છુટ છે. રોઝો રાખનારે પોતાનું મન સર્વે બુરાઇઓ અને પતિત વિચારોથી દુર રાખવું જોઇએ એવી સખત આજ્ઞા છે. જેવી રીતે રોઝો ખાવા પીવાનો રાખવાનો છે તેવી રીતે જીભનો એટલે ગાળો, કુવચન કે ભુંડું નહીં બોલવાનો, કોઇની નીંદા નહીં કરવાનો, કાનનો એટલે કોઇની નીંદા નહીં સાંભળવાનો, હાથનો એટલે હાથ વડે કોઇને નાહક નહીં સતાવવાનો, પગનો એટલે પગ વડે કોઇ અયોગ્ય કામ માટે નહીં જવાનો, મનનો એટલે મનમાં કોઇ વિષે કાવતરૂં નહીં કરવાનો અથવા કોઇ કુકર્મનો વિચાર નહીં કરવાનો રાખવાનો છે. જેમ ખાવા પીવાથી રોઝાનો ભંગ થાય છે તેમ ઉપરની બાબતો નહીં પાળવાના કારણથી પણ રોઝાનો ભંગ થાય છે, ખરેખર ઇસ્લામી રોઝો તે અગ્યાર મહિનાથી મલિન થઇ રહેલાં મનને શુદ્ધ કરવાનું અથવા સર્વ પાપમય વૃત્તિઓ દુર કરવાનું રામબાણ ઓષધ છે.

---

* રમઝાન માસનો ચાંદ દેખાય ત્યારથી કે રમઝાન પછીના માસનો ચાંદ દેખાય ત્યાં સુધી.

\+ એટલે જેટલા રોઝા ન રખાયા હોય તેટલા કઝા રમઝાન વિનાના બીજા માસમાં રાખો.

જેવી રીતે યતીમો, વિધવાઓ, લાચાર અને નિરાધાર લોકોને મદદ તરીકે કાંઇ સખાવત આપવાને ઇસલામ મઝહબે મુસલમાનો ઉપર વાજીબ અને કદી પણ તે કર્યા વિના ન ચાલે એમ ઠરાવ્યું છે, તેવી રીતે ઇસલામ ધર્મની પહેલાંના ધર્મોએ ઠરાવેલું નથી.

પ્રથમના ખ્રિસ્તીઓમાં સખાવતના ઓચ્છવ પાળવામાં આવતાં, પણ તે માણસોની મરજી ઉપર આધાર રાખતા અને તેથી તેનો અસર અનિયમિત અને ક્ષણિક રહેતો અને તેના અનિયમિત પણાના કારણથી ધીમે ધીમે તે સખાવતના ઓચ્છવ બંધ થઇ ગયાં પરંતુ ઇસલામે દરેક મુસલમાન ઉપર કે જેની પાસે એક વર્ષ સુધી અમુક રકમ બચત રહે તેના ઉપર અમુક રકમ ઝકાત તરીકે કાઢવી ફરજ ઠરાવી દરેક મુસલમાન શકિત હોય તો ઝકાત આપવા ઇસલામી કાનુનથી બંધાએલો છે, જે ભાગ તેને આપવો ફરજ છે તે ચાલીસ રૂપીએ એક રૂપીઓ છે અથવા સેંકડે અઢી ટકા અને તે જુદી જુદી મિલકતોની કીંમત ઉપરથી કાઢી શકાય છે, આ ઝકાત લેવાના હકદાર ગરીબ લાચાર અને નિરાધાર મુસલમાનો છે.

એક પ્રકારનું દાન "ખુમ્સ" છે જે માત્ર ગરીબ અને નિરાધાર સૈયદોનો હક છે. સુન્ની વાદના લોકો, જ્યારે લડાઇમાંથી લુટનો માલ મળે ત્યારે તેમાંથી ખુમ્સ કાઢવો જોઇએ એવો મત ધરાવે છે; પરન્તુ શીયા વાદના લોકો જે માણસ એક વર્ષ સુધી રળે અને પોતાનું સર્વ ખર્ચ ખુંટણુ કાઢતાં જે બચાવે તેમાંથી પાંચમો ભાગ ગરીબ સાદાતોને આપવો વાજીબ ગણે છે. ગરીબ સાદાતો જે માણસ સૈયદ ન હોય તેવાની કાઢેલી ઝકાત લઇ શકતા નથી કેમકે સાદાતો માટે ઝકાત હરામ છે. હા સૈયદે કાઢેલી ઝકાત સૈયદ લઇ શકે છે.

જ્યાંથી ઇસલામનો પ્રકાશ અંધકારને નાશ કરી પ્રકાસ્યો હતો ત્યાં એકજ ધર્મના સર્વે પાળનારાઓ એક સાથે મળી એકજ ખુદાની ઇબાદત બજાવી લાવે તે માટે તથા બીજા કારણોથી જે માણસ બુદ્ધિશાળી અને સ્વતંત્ર હોય, મુસાફરી કરી શકવાના સર્વે સાધનો ઉપરાંત કુંટુંબને મકકે શરીફ જઇને પાછો આવે ત્યાં લગી ભરણ પોષણનું ખર્ચ પુરૂ પાડી શકવાની શકિત ધરાવતો હોય તેને એકવાર હજ કરવા જવાની આજ્ઞા આપી છે. ઉપલી શરતોવાળા દરેક મુસલમાન ઉપર હજ કરવા જવું ફરજ છે.

હજની ક્રિયામાં એક 'એહરામ' નામની ક્રિયા થાય છે. જેની ખુબી વિષે "ઇસ્લામની ખુબીઓ" એ નામના ન્હાના રીસાલામાં વડોદરા વાળા નવાબ મીર સદરૂદીન હુસેનખાન સાહેબે જે લખ્યું છે તે અક્ષરે અક્ષર અત્રે ટાંકી લેવામાં આવે છે, તેઓ લખે છે કે "હજની ક્રિયા વખતે એહરામ બાંધવો પડે છે. એટલે કે એક પીછોડીથી પોતાનું શરીર ઢાંકવું પડે છે તેથી દરેક અમીર અને ગરીબ બાદશાહ ને ફકીર વિગેરે નાના મોટાની એકજ હાલત અને એકજ સુરત નજરે પડે છે જેથી મન ઉપર ઘણીજ અસર થાય છે. પરમેશ્વર આ લીલાથી એ વાત યાદ દેવડાવવા ચાહે છે કે કયામતના ઇનસાફને દીવસે તમારે બધાને આવીજ રીતે મારી સમક્ષ ઉભા રહેવું પડશે, તમારે પોતાના માન અને ગૌરવના ખ્યાલને દિલથી દુર કરવું જોઇએ. મારી નજરમાં તો તમે સર્વે સરખાંજ છો"... "ખરેખર આ વાત તદન ખરી છે કારણ કે નેકી અને સારા કામો સિવાય ત્યાં સંપતિ અને સત્તા, માન અને મહત્તા કાંઇ કામમાં આવશે નહીં. પરમેશ્વર તેથી એ પણ યાદ દેવડાવે છે કે કબરમાં પણ તમારી હાલત એક સરખીજ થશે અને તમારી પાસે એકજ પોશાક (કફન) હશે ... "યાત્રાએ ( હજ કરવા ) જનારાને એ હુકમ છે કે તમો પોતાના પાછલા પાપકર્મોનો પહેલાં પશ્ચાતાપ કરી લ્યો, અને જે કાંઇ લોકોના હક તમારા ઉપર હોય, તેને અદા કરો એટલે બજાવો અને બધાથી ક્ષમા માંગી લ્યો. અને દરેક દોષથી તદ્દન મુક્ત થઇ યાત્રાએ જવાનો નિશ્ચય કરો. જેવી રીતે કોઇ માણુસ મર્ણ પથારીએ હોય છે, અને મૃત્યુ પહેલાં દરેક કામથી મુક્ત અને છુટો થવા માગે છે તેવીજ રીતે યાત્રાએ જનાર પણ મુવા પહેલાં પોતાની જીંદગીમાં સર્વ કામોથી સ્વતંત્રતા મેળવી શાસ્ત્ર વચન "મુવા પહેલો મરી જા" નો સાર માથે ચઢાવી મોતનો ઇચ્છાતુર બની જાય છે. અને એ ઘણુંજ ઉતમ છે કે, મુસલમાનો મૃત્યુ પહેલાં પાપકર્મોથી મુક્ત થઇ પવિત્રતા ધારણ કરી લે, અને લોકોના તેમના ઉપર કાંઇ હક બાકી ન રહે. દુનીઆમાં કોઇ તેમનું ખોટું ન બોલે, તેમજ નર્કના ખાડામાં પણ તેમને પકડવું ન પડે" ઇત્યાદી.

# પ્રકરણ ચોથું.

## ઇસલામી નીતિશાસ્ત્ર.

આ ચોપાનીયામાં અમે કુરઆને મજીદના નૈતિક અને સામાજીક શિક્ષણનું વર્ણન કરીશું, અને તેના શિક્ષણે બાઇબલના મુકાબલામાં મનુષ્ય જાતિને અવનતી ( પડતી ) માંથી ઉન્નતી ( ચઢતી ) માં લાવવા માટે શું શું કર્યું છે અને સુધારાનો કેવો ચમત્કાર દેખાડયો છે, તેનો યથાસ્થિત ફોટો ( ચીત્ર ) જનસમુહ સનમુખ રજુ કરીશું અને આ બન્ને ઇલાહી પુસ્તકોના શિક્ષણમાં કેટલો તફાવત છે તે જણાવીશું.

ઇસુખ્રિસ્તને જે બની ઇસરાઇલની કોમને બોધ કરવાનો હતો તે કોમ કેળવાયલી અને વિદ્વાન હતી. તેમાં મોટાં મોટાં ફીલસુફો હસ્તી ધરાવતાં હતાં. પોલુસ જેવાંઓ અફલાતુન ( Plato ) ની ફીલસુફી ( તત્વજ્ઞાન ) માં ઘણાં પ્રવિણ હતાં તેઓ ખુદાની તવહીદને તેની ઝાત સિફાત ( ગુણ ) ને અને આખેરત ( પર લોક ) માં કર્યા કર્મની શિક્ષા અથવા બદલો પામવાને માનતા હતા, અને **હઝરત મુસા અલ૦**ની શરીઅતને ( ધર્મને ) ઇલાહી ધર્મ માનતા હતા; પણ તેઓની નૈતિક સ્થીતિ ઘણી અધમ દશામાં આવી પડી હતી, તેઓએ ઇલાહી ધર્મમાં પોતાના મનની ઘણી વાતો ભેળવી દીધી હતી. તેઓના ઓલમા Doctors ) આંધળાને આંધળો દોરનાર હોય એવાં બની ગયાં હતાં. તેઓમાં રીયાકારી (ઢોંગ-દંભ) મકકારી ( લુચ્ચાઇ ) અને ગર્વ એટલો વૃદ્ધિ પામ્યો હતો કે તેઓ જેને પાપી સમજતા તેની સાથે જમવામાં પણ બાધ ગણતા. તેઓ જાહેર રસ્તાઓ ઉપર બેસી અથવા મંદિરો ( ચર્ચ ) માં જઇ તુરત કિંવા રણસીંગડું વગાડી લોકોને દેખાડવા માટે અને તેઓના વખાણ થાય એટલા માટે દાન આપતા અથવા ખેરાત કરતા અને એવીજ રીતે સર્વ કોઇ જોઇ શકે એવી રીતે સરીયામ રસ્તાઓ ઉપર ઇબાદત ( ભકિત ) કરતા હતા. આ સર્વે વાતો તેઓ લોકોમાં આબરૂ અને માન પામવાનીજ ખાતર કરતા હતા પણ અંતરમાં તેઓનાં મન તેથી ઉલટાં વર્તતા હતા. તેઓ વિદ્વાનો જેવો પોશાક

પહેરી ગર્વ પુર્વક ટટાર ચાલતા, તેઓ પોતાના ગલ પટાઓમાં પોતાનાં વખાણ લખાવતા હતા મજલિસો ( સભાઓમાં ) આગળ જઇ બેસતા હતા. રસ્તામાં ચાલતી વખતે લોકો તેઓને સલામ કરે એવી વાટ જોતા હતા. અને તેઓને લોકો "રબ્બી" "રબ્બી" કહીને બોલાવે એમ ઇચ્છતા હતા. બહારના સ્થુળ શરીરને તેઓ સાફ અને ચોખું રાખવામાં સારી કાળજી વાપરતા પણ અંદરના સુક્ષ્મ શરીરને એવું મલિન રાખતા કે તોબા તોબા તેઓનાં મન એવાં કઠોર અને નિર્દય થઇ ગયાં હતાં કે ઘરની સ્ત્રીને માત્ર ખીચડીમાં વધુ મીઠું પડવાના વાંક સારૂ બહાર હાંકી મુકતા. નિકાહ ( લગ્ન ગાંઠ ) અને તલાક ( છુટા છેડા ) ને એક પ્રકારનો એબ સમજી બેઠાં હતાં. પોતાના ઘરની સ્ત્રી કરતાં જો કોઇ વધુ ખુબ સુરત સ્ત્રી જોઇ લેતાં તો પોતાની સ્ત્રીને મુકી દઇ પેલી સ્ત્રીને પકડી લેતાં અને એવી રીતે વર્તવાથી નિકાહનું મુળ કારણ ( જે એક બીજાના સુખે સુખી અને દુઃખે દુઃખી થવું, અરસ પરસનો વાસ્તવિક પ્રેમ, ઘર કામમાં એક બીજાની મદદ, સંતાન સુખ ઇત્યાદી ) ગુમ કરી બેઠાં હતાં. કાંઇ પણ જરૂર વિના અથવા કોઇને છેતરવાના મનસુબાથી વાત વાતમાં સોગનો ખાતા અર્થાત તેઓના અંતઃકરણના રોગો મટાડવાને કોઇ વૈદ્ય આવવો જોઇએ એવો સમય હતો, જે ઉપરથી ઇસુ ખ્રિસ્ત તેમનામાં આવ્યા અને તેઓમાં જે જે નૈતિક ખામીઓ હતી તે સુધારવા પ્રત્યે પુરતું ધ્યાન આપ્યું અને પોતાના જીવન પર્યંત તેઓને સુધારવામાં કોઇ જાતની મણા બાકી રાખી નહીં પરંતુ તે દુર્ભાગી લોકોના મન ઉપર તેમના શિક્ષણનો કાંઇ અસર થયો નહીં, અને તેઓ એવાં મહાન શિક્ષકની કાંઇ કદર ન બુજતાં તેઓની સાથે જેવી નિર્દયતા અને કઠો-રતાથી વર્ત્યા તે સહુ કોઇ જાણે છે.

પણ **હઝરત મોહમ્મદ સલ૦** જે કોમમાં પ્રગટ થયાં તે કોમનો એક પણ અવયવ ઉંટ સમાન સીધો ન હતો. તે કોમ તદન અજ્ઞાન અને જંગલી જટ હતી. ખુદાએ હઇયો કઇયુમ ( નિત્ય સિધ્ય ) ની જગ્યાએ જડ પદાર્થોનું બલકે કલ્પિત વસ્તુઓનું પુજન કરતી હતી. તે લોકો કયામતને અને મરણ પછી સજીવન થઇ કર્યા કર્મનો બદલો પામવાને માનતા ન હતા. તેઓ કોઇ પણ શરીઅત અથવા કાનુનના બંધનમાં રહયાં ન હતાં, પરંતુ પોતાની મરજીમાં જેમ આવતું તેમ વર્તતા. નીતિ, સદાચાર ઇત્યાદી સદગુણોનો તેઓ ઉપર છાંયડો વતિક પણ પડયો ન હતો

વ્યભિચાર જેવા અનેક દુષ્ટ કૃત્યોથી લગારે શરમાતાં ન હતાં. એવાં નીચ કૃત્યોના કાવ્ય રચી ગર્વ પૂર્વક ભરી સભાઓમાં વાંચતા હતા. કસીદા ( કાવ્ય ) ઓમાં શ્રીમંત અને અમીર વર્ગની દીકરીઓ અને વહુઓની નીચ કારકીર્દીઓનું વર્ણન કરતા હતા. આ કોમના પુરૂષોજ આવી આફતમાં ફસેલાં હતાં. એમ ન હતું પરંતુ સ્ત્રીઓ પણ એવીજ હતી. તેણીઓમાં કેટલીક એવીયો હતી કે પોતે છીનાળ છે એવી નિશાની દાખલ પોતાના ઘરની ટોચ ઉપર ઉંચા વાવટા બાંધતી હતી અને તેણીઓ 'ઝાતુલ અઅલામ" એટલે વાવટા વાળીઓ કહેવાતી હતી. લોંડીઓ કે જેઓ "કયેનાત" કહેવાતી હતી તેઓ વ્યભિચાર કરી પૈસો કમાઇ પોતાના માલિકોનું પાલણ કરી શકે એટલા માટે તેમને નાચતાં ગાતાં શીખવાડતાં હતાં. તેણીઓ પોતાની મરજીથી જો આમ ન કરે તો તેમ કરવાની તેમના ઉપર ફરજ નાંખવામાં આવતી હતી.

કોઇ પણ પ્રકારના અપવાદ વિના **જુગાર** એક સામાન્ય રમત હતી. મોટાં મોટાં ભવ્ય જુગાર ખાનાઓ દુર દેશના રહેવાશીઓથી ભરપુર રહેતાં હતાં. દારૂ પીવામાં તેઓએ લગારે હદ બાકી રાખી નહોતી પ્રકાર પ્રકારનો નીશો કરવો તે તેમનુંજ કામ હતું. તેઓ નીશો કરીને એવાં મસ્ત થઇ જતાં હતાં કે કોઇની વહુ બેટી સાથે વ્યભિચાર કરવા ઉપરાંત ખુન કરી લોહીની નદીઓ વહેવરાવતાં પણ ચુકતાં નહોતાં. માણુસના લોહીની કીંમત પાણી કરતાં પણ હલકી સમજતાં હતાં.

ચોરી અને લુટફાટ એતો તેઓનો ધંધોજ હતો. કોઇના ખુનનો બદલો લેવાની તેઓને એવી ટેવ પડી હતી કે એક માણુસના ખુનના બદલામાં અસંખ્ય કુટુંબો કપાઇ મરતા અને વર્ષો લગી તેઓના ટંટા અને લડાઇઓ શાંત પડતી નહીં. કઠોરતા અને દ્વેશભાવ એટલો વધી ગયો હતો કે પુરૂષો તો પુરૂષો પણ સ્ત્રીઓ પોતાના કતલ થએલાં શતરૂઓનું લોહી ઘણુંાંજ સ્વાદથી પીતી હતી અને તેઓના દિલ તથા કલેજાંને બહાર કાઢી દાંતો વડે ચાવતી હતી. શતરૂઓના કતલ થયા પછી તેઓના હાથ, નાક, કાન, ઇંદ્રી ઇત્યાદી અવયવો કાપી એક દોરડામાં પરોવી ઘરેણાંની જગ્યાએ પોતાના ગળામાં પહેરતી હતી.

તેઓમાંના દરેક માણુસની અસંખ્ય સ્ત્રીઓ હતી. તેઓ પોતાના પિતાના મૃત્યુ પછી તેમની સ્ત્રીઓને વારસામાં આવેલી લેખી પોતાની

સ્ત્રીઓમાં દાખલ કરી લેતાં. બની ઇસરાઇલોની પેઠે તેમનામાં જરા વાંક પડે કે તરત તલાક આપી દેવાની રીત પ્રચલિત હતી. તલાક આપ્યા પછી જો મનમાં આવતું તો વળી પાછી તેને રાખી લેતા અને વળી પાછી તલાક આપી દેતાં એમ દરેક રીતે બીચારી સ્ત્રીઓને પજવતા. આમ વારંવાર તલાક આપવાનું અને વારંવાર પાછી સ્ત્રીઓમાં દાખલ કરી લેવાનું કારણ એ હતું કે સ્ત્રીઓ કંટાળી જઇ પોતાના મેહરનો હક મુકી દે અર્થાત સ્ત્રીઓને કોઇ પણ પ્રકારની સ્વતંત્રતા અથવા તેઓનો કોઇ પણ પ્રકારનો હક હતો નહીં. યતીમ બાળકો અને બાળાઓની સ્થીતિ પણ ઘણીજ દયાજનક હતી. તેઓના વાલીયો તેઓના માલ પચાવી પાડતાં અથવા તેઓનો સારો માલ રાખી ખરાબ તેઓને આપતાં અથવા તેઓ ઉમર લાયક થાય તે પેહલાંજ તેને અયોગ્ય રીતે ખરચી નાંખતા હતાં. યતીમ બાળાઓ જો ખુબસુરત હોતી તો તેણીઓ ઉમર લાયક થાય તે પેહલાં તેણીઓની સાથે પોતે પરણી લેતાં અને આમ વર્તવાથી તેણીઓની માલ મિલકતના પણ તેઓ માલિક બની બેસતાં અને જો તેણીઓ ખુબસુરત હોતી નહીં તો તેણીઓને એવાં હેતુથી પરણવા દેતાં નહીં કે તેણીઓની માલ મિલકત તેઓને પચે.

તેઓમાં સર્વથી વધુ ત્રાસ દાયક અને દુષ્ટ રૂઢી નિર્દોષ બાળકોને મુર્તીઓ ઉપર ભેટ ચઢાવવાની હતી. અને બિચારી નિરાધાર છોકરીઓ ઉપર એ આફત હતી કે તેણીઓના પીતાઓ, કોઇના સસરા કહેવરાવવાની શરમના કારણથી, તેણીઓને જીવતીને જીવતી દાટી દેતાં અથવા જન્મ પામતાજ ગળું દબાવી મારી નાંખતાં અથવા કોઇ પર્વત ઉપર લઇ જઇ ત્યાંથી ધકકો મારી નીચે ફેંકી દેતાં અથવા પાણીમાં ડુબાડી દેતાં હતાં અથવા તેને રહેંસી નાંખતા હતા. આવા દયાજનક કૃત્ય કરતાં તેના કઠોર પિતાને લગારે દયા આવતી નહીં. નિર્દોષ પુત્રી "યા અબતી ! યા અબતી !" ( હે પિતા ! હે પિતા ! ) બુમો પાડતી મર્ણ-પામતી.

ગુલામો અને લોંડીઓની સાથે ઘણીજ ક્રુરતા અને નિર્દયતાથી વર્તતા, તેઓને હલકામાં હલકું ખાણું ખવરાવતા અને લુગડું પહેરાવતાં. તેઓ તેમને ઘરનાં બકરાં અથવા બીજાં પાળેલા ઢોર ઢાંખર સમાન સમજતાં. તેઓ એકજ ખુદાના બંદા અને અમારા જાત ભાઇ છે એવો તેમને સ્વપને પણ વિચાર ન હતો. તેઓને ગુલામી અથવા દાસ

પણાંમાંથી મુક્ત કર્યા પછી પણ તેમની જે કાંઇ માલ મિલકત હોય તેને પોતાની સમજતાં હતાં. આવી રીતે તેઓને નિરંતર દુઃખમાં અને અસહ્ય કષ્ટોમાં રાખતાં હતાં.

જ્યારે આખા અરબસ્તાનની આવી સ્થીતી થઇ રહી હતી ત્યારે ખુદાએ પોતાની ખાસ રહેમત (કૃપા) શરીરના રૂપે દુનીઆ ઉપર મોકલી જેનું નામ તવરાતમાં "**મોહમ્મદ મુસ્તફા**" અને ઇનજીલમાં "**એહમદ મુજતબા**" છે. અને જેવી રીતે ખુદાએ **હઝરત મુસા** **અલ૦**ને ફરમાવ્યું હતું કે "તારામાંથી, તારા ભાઇઓ (બની ઇસરાઇલ) માંથી તારા જેવો નબી સ્થાપીશ અને તેના મોંહમાં મારી વાણી (કુરઆન) આપીશ અને જે કાંઇ હું તેને કહીશ તે તમને કહી દેશે" (જુવો તવરાત પુસ્તક પાંચ આયત ૧૫-૧૮) તેવી રીતે તેણે તેના મોંહમાં પોતાની ઉપદેશ વાણી નાંખી. અને તેણે પોતાને જે કામ સોંપવામાં આવ્યું હતુ તે એવી રીતે પુર્ણ કર્યું કે તેના જેવો બીજો દાખલો આખા જગતના ઇતિહાસમાં દેખાતો નથી. તેણે પોતાના ચમત્કારિક બોધોના પ્રતાપે નહીં જેવા વખતમાં આખા દેશને ખુદા પરસ્ત (ખુદાને પુજનાર) બનાવી દીધો. તેણે જડ પદાર્થો અને કલ્પિત વસ્તુઓના પુજન મુકાવી એક મહાન અદ્રશ્ય ખુદાના પુજનનું બીજ આખા જગતના અંતકરણોમાં રોપી દીધું. અને તે એકજ ખુદાને માનવું તેજ ખરો મુકિત માર્ગ છે એમ સિદ્ધ કરી આપ્યું. તેણે માત્ર પોતાનાજ દેશને મુર્તી પુજન ઇત્યાદી ગુમરાહીમાંથી મુકત કર્યું હોય તેમ નથી પણ જયાં જયાં તેમના બોધનો અવાજ ગયો ત્યાં ત્યાંના લોકોના મનમાં એ વિચાર ઉત્પન્ન થયો કે મુર્તી પુજન અને કલ્પિત વસ્તુઓની પુજા અત્યંત નાપાક (અપવિત્ર) બુદ્ધિ વિરુદ્ધ અને આત્મ રોગ (રૂહાની બીમારી) છે. તેમણે, કયામતના દીવસે પોતાના કર્યા કર્મનો જવાબ આપવો પડશે, એમ શીખવાડી ગાફેલ લોકોને સાવધાન બનાવ્યાં. જે જે કૃત્ય અને કર્મ માટે શિક્ષા (અઝાબ) કરવામાં આવશે અને જે જે કૃત્ય માટે સારો બદલો આપવામાં આવશે તે તે કૃત્ય અને કર્મને જુદાં જુદાં કરીને સંક્ષેપ્તમાં પણ એવાં હિકમત ભર્યા શબ્દોમાં વર્ણવ્યા કે વિચારવંત માણસ માટે મોટાં મોટાં પુસ્તકોની જરૂરત રહે નહીં.

"ખરેખર નિશંસ્ય એ માણસ પોતાની મુરાદે પહોંચ્યો કે
"જેણે પોતાના દુષ્ટ વિચારો અને અપવિત્ર વીકારો

"(નૈતિક અને ધાર્મિક પાપો)ને પવિત્ર અને સ્વચ્છ
"બનાવ્યાં. અને નિશંસય એ માણસ ખોટ અને
"નુકશાનમાં પડયો કે જેણે પોતાની દુષ્ટ ઇચ્છાઓ અને
"દુષ્ટ કૃત્યોને એક ખાડામાં નાંખી મલિન અને
"અપવિત્ર બનાવ્યાં."

અને તે મુરાદે પહોંચવું શું છે તે નીચલા વાકયમાં કેવી ખુબીથી સમજાવ્યું છે?

"ખુદાએ ફરમાવ્યું છે કે મેં મારા નેક બંદાઓ (સેવકો)
"માટે એ વસ્તુ તૈયાર કીધી છે કે જે ન કોઇએ આંખે
"જોઇ છે, ન કોઇએ કાને સાંભળી છે અને ન કોઇ
"માણસના મનમાં તેનો ખ્યાલ વટિક પણ થયો છે."

"જે કાંઇ તેઓ કરતા હતા તેના બદલામાં તેઓ
"માટે શું ઠંડક છુપાવી રાખવામાં આવી છે તે કોઇ
"જાણતું નથી."

ઉપરાંત સુકૃત્યોના બદલામાં જે સ્વર્ગ અને નર્ક મળવાનું વચન આપવામાં આવ્યું છે તેનું વર્ણન કુરઆને શરીફમાં એવી અલંકાર યુકત વાણીમા પ્રકાર પ્રકારના દ્રષ્ટાંતો સહીત આપવામાં આવ્યું છે કે તેને વાંચનાર મોટો વિદ્વાન હોય કે અભણ જંગલી સર્વે પોત પોતાની બુદ્ધિના પ્રમાણમાં સરખી રીતે બોધ પામી શકે.

આ મહાન પયગમ્બરે શિક્ષા સબંધી અને નીતીશાસ્ત્રના મુળતત્વોનો એવો સંગ્રહ પાછળ મુકયો છે કે તેવો સંપુર્ણ સંગ્રહ પ્રથમ કોઇએ મુકયો નથી.

આ સંગ્રહ કોઇ માણસ જાતીના મગજનું પરિણામ નથી પણ મહાન શક્તિવાન કિરતારની ન્યામતો છે કે જેણે **મોહમ્મદ સલ**ને આ જગતના તારનાર તરીકે મોકલ્યો. તેની મોટી એક દલીલ એ પણ થઇ શકે છે કે તે સંગ્રહ જેવી રીતે ગ્રંથ કર્તાઓ એક વિષયને સંબંધ પુર્વક લખે જાય છે તેવો નથી. બલકે જેવી રીતે તે પવિત્ર વાણી (કુરઆન) વખતો વખત પ્રસંગોપાત ઉતારવામાં આવી છે તેવીજ રીતે

એકઠી કરી લીધી છે. અને તેથીજ જ્યારે તમે કુરઆનને ખોલશો ત્યારે તેના દરેક પાને ઉંચા પ્રકારની નીતિ અને સદાચાર વિચારના મુળતત્વો માંનો કોઇ પણ તત્વ નજરે પડયા વિના રહેશે નહીં. જેમકે **મી. ચેમબર** એન સાઇકલો પીડીયામાં લખે છે કે—ઇસલામ ધર્મનો એ ભાગ કે જે વડે તેના સ્થાપનારની તબીયત—( પ્રકૃતિ ) સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. ઘણોજ પુર્ણ અને ઘણોજ ( સર્વથી વધારે ) અસરકારક છે. આનાથી અમારો હેતુ તેની નૈતિક શીખામણો છે. આવી શીખામણો કાંઇ એક અથવા બે ત્રણ સુરામાં કરવામાં આવી હોય તેમ નથી બલકે ઇસલામની આલીશાન ( ભવ્ય અને દિવ્ય ) ઇમારત ( કુરઆને મજીદ ) માં સોનાની સાંકળની પેઠે એક બીજાથી મળેલી છે, અન્યાય, જુઠ, મગરૂબી, ગર્વ, બદલો, વેર, નિંદા, ઠઠ્ઠો, મશકરી, લાલચ, લોભ, ઉડાઉપણું, હરામકારી, વ્યભિચાર, ચોરી, બદગુમાની, વહેમ, અવિશ્વાસને સખત રીતે વખોડી કાઢયા છે, અને તેને દુષ્ટ અને અધર્મ કહેલા છે, અને તેના મુકાબલામાં શુભ ઇચ્છા, ઉદારતા, પવિત્રતા, લજ્જા, સહન શિળતા, ધૈર્યતા, સત્યતા, પ્રમાણીકતા, શુરવિરતા, મિત્રતા, કર કસર અને સર્વથી વધારે ખુદા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવાને અને તેનીજ ઇચ્છાઓને આધીન રહેવાને સાચી ઇનામદારીનું મુળ અને સાચા મોઅમિન ( Believer ) ની ખરી પિછાણ ઠરાવેલ છે."

આ પવિત્ર સંગ્રહના બાનીના સંપુર્ણ ઇલ્મ (જ્ઞાન) અને હિકમત ( બુદ્ધિ ) એથી પણ જાહેર થાય છે કે તેઓએ નીતિશાસ્ત્રનો તત્વ માત્ર નીચેના આ બે વાકયમાં ભરી દીધો.

"કૃત્યોની ખુબી અથવા બુરાઈ (ખરાબી ) માત્ર કૃત્ય કરનારાની નૈયત (હેતુ) ની ખુબી અથવા બુરાઇ ઉપર આધાર રાખે છે."

અને જે નીતિના નિયમો સ્થાપવા માટે તેમની અગાઉ આવનારા મોહટાં મોહટાં લાંબા લેકચરો (ભાષણો ) આપી ગયાં હતાં તે નીચેના વાકયમાં સમાવી દીધાં:—

**"પોતામાં એ ગુણો અને આદતો ઉત્પન્ન કરવાના પ્રયત્નો કરો કે જે ખુદાના ગુણ અને તેની આદતો છે." જેમકે ક્ષમા દયા, સહનશિલતા,** ઉદારતા, લજ્જા ઇત્યાદી.

તેઓએ લોકોને દરેક પ્રકારની બદકારી ( દુષ્ટતા ) અને હરામ કારીથી રોકી તેની જગ્યાએ પવિત્રતા, પરહેજગારી અને લજ્જાના સુંદર સબકો આપ્યા. જેમકે—

" લજ્જા ઇમાનમાંથી છે "

તેઓએ હરામ નજરને એટલે જે વસ્તુ પ્રત્યે નજર નાંખવી હરામ છે જેમકે પારકી સ્ત્રી તરફ જોવું, તેને " સખતમાં સખત ગુનાહ શયતાનના ઝેરી તીરોમાંનું તીર ગણી ધિક્કારપાત્ર કૃત્ય " દર્શાવ્યું.

**હઝરત મોહમ્મદ સલ૦**એ નીચેના નવ વાક્યો એવાં ફરમાવ્યાં છે કે **જાણે** કુંજામાં સમુદ્ર સમાવી દીધો હોયની !

" મને મારા ખુદાએ આજ્ઞા આપી છે કે બાહેરથી કે ભીતરથી,

" કોઇની પેઠે કે મોંઢે સત્યતાને હાથથી જવા દેવી નહીં "

" ક્રોધમાં કે ખુશીમાં ન્યાયથી મોંહ ફેરવું નહીં "

" ગરીબીમાં કે તવંગીરીમાં સુકૃત્યોનોજ વિચાર રાખવો "

" જે મારા ઉપર જુલમ કરે તેને ક્ષમા કરી દેવું.",

" જેણે મને કાંઇ પણ આપવું હરામ ઠરાવ્યું હોય તેને મારે આપવું

" જેણે મારી સાથેનો સંબંધ તોડયો હોય તેની સાથે હું સંબંધ
" બાંધી તેની પાસે દિન પ્રતિદિન વધારે જાઉં."

" મારૂં ચુપ રહેવું વિચાર કરવામાંજ પસાર થવું જોઇએ."

" મારી વાણી ઝિક્રે ઇલાહી ( ઇશ્વરનું રટણ ) વિના ન હોય "

" મારી નજર ( નેમ ) અહર્નીશ ઇબરત ( શીખામણ ) પ્રાપ્ત
" કરવા માટે તત્પર રહેવી જોઇએ."

વળી આપે એ પણ ફરમાવ્યું છે કે—

" સરિયામ રસ્તા ઉપર ન બેસો, અને જો બેસો તો પોતાની નજર
" જ્યાં સુધી બેસો ત્યાં સુધી નીચી રાખો."

" જાહેર રીતે મોટા સાદે " **સલામુન અલયકુમ** " તમારા ઉપર
"સલામતી થાઓ ) કરો "

" જેઓ રસ્તો ભુલી ગયા હોય તેઓને રસ્તો દેખાડો "
" અશક્ત અને ઘરડા લોકોને સહાય આપો "

એક વખતે આપે શિષ્યોને ફરમાવ્યું કે સર્વે કરતાં વધારે દુર્ભાગી માણુ છે તે હું તમને કહું ? સર્વે જણાએ કહ્યું કે ફરમાવો યા રસુલિલ્લાહ .........આપે ફરમાવ્યું.

" જે એકલો બેસીને ખાય, જે મેહમાન ( પરોણો ) ને ખવરાવતાં
" અચકાય અને પોતાના ગુલામને કોરડાનો માર મારે.

પછી ફરમાવ્યું એનાં કરતાં પણ વધુ દુર્ભાગી કોણ છે ? તે કહું ? સર્વે જણાએ કહ્યું ફરમાવો...આપે ફરમાવ્યું,

" એ માણસ કે જે લોકો અથવા જનસમુહ પ્રત્યે દ્વેષ ( બુગ્ઝ )
" રાખે અને લોકોના મનમાં તેનો દ્વેષ હોય. "

આપે ફરમાવ્યું કે:—

" ઉપર વાળો હાથ ( આપનારો ) નીચેના હાથ ( લેનારા )
" કરતાં વધારે સારો છે, પ્રથમ પોતાના કુટુંબીઓની જરૂરીયાતો
" પુરી પાડવી જોઇએ. "

" ક્રોધાવમાન હાકેમ બે જણા વચ્ચે કદી ન્યાય કરી શકશે નહીં "
" પ્રમાણિક વ્યાપારી કદી મોહતાજ ( ગરીબ ) થશે નથી,
" અને જે ઘરમાં સંપ અને સચ્ચાઇ છે તે ઘર કદી નાશ પામ્યું
" નથી. "

મુસલમાન કોણ છે ? એ વિષે આપે ફરમાવ્યું છે કે—

" મુસલમાનોમાં સર્વથી વધારે સંપુર્ણ ઇમાન એ માણસનું છે કે
" જેનાં અખલાક [ વિવેક આચરણ ] પાકીઝા અને પવિત્ર હોય,
" જેવી રીતે સુર્યની ગરમી બરફને પીગળાવી દે છે તેવી રીતે
" પાકીઝા અખલાક ગુનાહો ( પાપો ) ને પીગળાવી નાંખે છે.
" અને જેવી રીતે સીરકો મધને ખરાબ કરી નાંખે છે તેવી રીતે
" બુરા અખલાક માણસના આઅમાલ [ કૃત્યો ] ને ખરાબ કરી
" નાંખે છે. "

" ખુદાને પોતાના બંદાઓમાં સર્વથી વ્હાલો એ છે કે જેનાં
" અખલાખ સારા અને પાકીઝા હોય "

" મીઝાન ( ત્રાજવા ) માં જે ચીજ સર્વથી ભારે થશે તે હુસ્ને
" અખલાક ( સારા આચરણ ) હશે. '

" હે મુસલમાનો ! તમારાં સર્વ કરતાં સારાં એ લોકો છે કે જેઓના
" અખ્લાક સારાં હોય, અને તમારામાં સર્વ કરતાં વધારે ખરાબ
" એ છે કે જેઓ જુઠું બોલનાર અને કાબુ વિનાની જીભવાળાં હોય
" હે મુસલમાનો ! જે માણસ સભ્ય વિવેકી અને સદાચારી હશે
" તે કયામતના દીવસે મારી વધારે નજદીક હશે. "

" જ્યાં સુધી કોઇ માણુસના આચરણ ( અખ્લાક ) સારાં નહીં
" હોય, જ્યાં સુધી તે પોતાના ક્રોધને સમાવતો નહી હોય જ્યાં
" સુધી તે, પોતા માટે જે પસંદ કરે છે તે બીજાના માટે પસંદ
" નહીં કરે, ત્યાં સુધી તેનું ઇમાન કામિલ ( પુર્ણ ) નહીં થાય,
" કેમકે, ઘણાં ખરા મુસલમાનો બેહિસ્ત ( સ્વર્ગ ) માં દાખલ થઇ,
" ગયા, અને તેઓ પોતાના મુસલમાન ભાઇઓનું ભલું ચાહતા
" હતા તે વિના તેઓનો બીજો કોઇ અમલ ન હતો. "

" જે માણસના અખ્લાક પાકીઝા હોય, જે સ્વભાવે નમ્ર હોય,
" જેની વાણી મધુર હોય, અને જે સર્વની સાથે હળીમળીને
" ચાલતો હોય તે માણસ ઉપર દોઝખ ( નર્ક ) ની અગ્નિ
" હરામ છે. "

ત્યાર પછી **હઝરત મોહમ્મદ સલ૦** એ મુસલમાનો માટે જોઇતાં અખ્લાક નીચે પ્રમાણે વિસ્તારથી ફરમાવ્યાં છે.

" મુસલમાનના અખલાક એ છે કે તે દીનદારીની વાતમાં સખત
" હોય છે, લોકો સાથેના વ્હેવારમાં નમ્રતા પુર્વક વર્તે છે, પરંતુ
" નમ્રતા સાથે સાવધાન રહે છે. તે વિધ્યા પ્રાપ્ત કરવાનો લોભી
" હોય છે જો તે કોઇ ઉપર દુશમની કરે છે તો મહેરબાન દુશમન
" સમાન વર્તે છે, જો તે આલિમ ( વિદ્વાન ) હોય છે તો સાથે
" હલીમ ( સહનશીલ ) હોય છે જો તે શ્રીમંત હોય છે તો ખરચ
" કરવામાં મધ્યમ રહે છે, જો તે ભુખ્યો હોય છે તો ધૈર્ય ધરે છે
" એટલે સબર કર છે. લાલચથી દુર નાસે છે, હલાલ રોઝીની
" તલાસ કરે છે, નેકીનું કામ દ્રઢતાથી કરે છે, ઉપદેશ (હિદાયત )

" અને શીખામણની વાત સાંભળવામાં તિવ્ર અને ચંચળ રહે છે,
" નફસાની જઝબાત ( મનોવિકાર ) થી કદી કોઇને કાંઇ દુખ
" આપતો નથી, લાચાર નિરાધાર અને જેઓ ઉપર જુલમ થયો
" હોય તેઓ ઉપર દયા ખાય છે, જો કોઇ માણસ તેની સાથે
" દ્વેષ ભાવ રાખે છે તો તેના ઉપર કદી જુલમનો હાથ ઉગામતો
" નથી, **અગર તે કોઇની સાથે દોસ્તી ( મિત્રચારી ) બાંધે**
" **છે તો તે દોસ્તની ખાતર કોઇ પણ પ્રકારનું પાપયુકત**
" **( ગુનાહનાં ) કૃત્ય કરતો નથી.** જો કોઇ માણસ તેની પાસે
" અમાનત મુકે છે તો તેમાં કોઇ પણ જાતનો ફેરફાર કરતો નથી
" તે કોઇ ઉપર અદેખાઇ કે ઇર્ષા કરતો નથી, જો તેનો કોઇ
" મદદગાર ન હોય તો પણ તે સત્ય વાતને કબુલ કરે છે, લોકોના
" નામ ખરાબ રાખીને કોઇને બોલાવતો નથી, જ્યારે તેના ઉપર
" કોઇ સંકટ આવી પડે છે ત્યારે તેમાંથી જલદી મુકત થવાના
" પ્રયત્નો કરે છે, જ્યારે સારી સ્થીતી હોય છે ત્યારે તે સભ્ય
" અને વિવેકી રહે છે, જે કાંઇ ખુદા તેને આપે છે તેના ઉપર
" સંતોષ માની તેનો ( ખુદાનો ) પાડ માને છે, જે વસ્તુ તેની
" હોતી નથી તેનો તે દાવો કરતો નથી, ક્રોધ સમયે તે આપા
" બહાર નીકળી જતો નથી. નેકીના કામોમાં ઉદારતાથી વર્તે છે
" કદી કંજુસાઇ કરતો નથી. લોકોની સાથે એટલા માટે મળે છે કે
" જે વાત પોતે જાણતો નથી તે જાણી જાય અને તેનું જ્ઞાન
" પ્રાપ્ત કરે લોકોની સાથે વાર્તા એટલા માટે કરે છે કે જે વાત
" સત્ય હોય તે તેના જાણવામાં આવે. જો કોઇ માણસ તેને
" સંતાપે છે તો જ્યાં સુધી અલ્લાહ તેની મદદ કરે ત્યાં સુધી તે
" સબર ( ધીરજ ) કરે છે "

" મુસલમાન એવી સ્થીતિમાં મરણ પામે છે કે તેનું કપાળ મહેનત
" અને કષ્ટના પરશેવામાં ભીનું થઇ ગએલું હોય છે, મુસલમાન
" એ છે કે જે દરેક સ્થીતિમાં હુશીયાર, દાના અને દરેક વાતમાં
" મધ્યમ રહેનારો હોય, મુસલમાન પોતાની જાતે પગથી કે માથા
" સુધી " ફાયદા " ( લાભ ) હોય છે, જો તમે તેની સાથે રહો
" તો તે તમને ફાયદો પહોંચાડે છે, અર્થાત તેની દરેક વાત

" ફાયદો પહોંચાડવાનીજ હોય છે, તમે મુસલમાનને એ કામમાં કે
" જે તેનાથી થઇ શકે તેવું હશે તેમાં પ્રયત્ન કરનારો અને નહીં
" થઇ શકે તેવા કામ માટે અફ્સોસ કરનારો જોશો. મુસલમાનનું
" દ્રષ્ટાંત મધમાખી જેવું છે કે જે લતીફ એટલે સુક્ષ્મ અને
" સ્વાદિષ્ટ વસ્તુઓ ગળે છે અને લતીફ વસ્તુઓ ઓકી કાઢે છે,
" મુસલમાનનું દ્રષ્ટાંત કુંદન જેવું છે કે જો તમે તેને તપાવશો તો
" લાલચોળ થઇ જશે અને જો તેને તોલશો તો તેમાં જરાએ ફેર
" કે ખોટ હશે નહીં "

" મુસલમાનના અખલાક એ છે કે જ્યારે તે વાત કરે ત્યારે સારી
" પેઠે કાન લગાડીને સાંભળે, અને જ્યારે તે કોઇને મળે ત્યારે
" હંસતે મોઢે મળે અને જ્યારે તે વચન આપે ત્યારે તેને પુરૂં કરે
" અને બરાબર પાળે. એ વાત કયામત સુધી બનનાર નથી કે કોઇ
" માણસ મુસલમાન હોય અને તેનો પાડોશી તેનાથી દુખ પામતો
" હોય. હિમ્મતવાન મુસલમાન એ છે કે જે પોતાની દુનીઆ અને
" પોતાની આખેરત ( બીજી જીંદગી ) ના કામમાં સરખી કોશીશ
" કરતો હોય, મુસલમાનોમાં મોટો એ છે કે જે સહેલાઇથી વેચતો
" હોય અને સહેલાઇથી ખરીદતો હોય અને દરેક વાતને સ્હેલાઇથી
" ચુકવી દેતો હોય "

(કુરઆન) " આવ, જે કાંઇ ખુદાએ તમને હુકમ આપ્યો છે તે હું તમને
"સંભળાવીશ, તમે તેની જાતમાં કોઇને શરીક ન કરો, તમે તમારા
" માબાપ પ્રત્યે ભલાં થાઓ, અને તમે ગરીબીના લીધે પોતાના
" બાળકોનો વધ કરો નહીં, તેમના માટે અને તમારા માટે અમે
" પુરૂં પાડનારા છીએ, અને તમે બહારની અથવા અંતરની
" અપવિત્રતાની પાસે જઓ નહીં, અને સત્યતા સિવાય, જેની
" ખુદાએ મનાઇ કીધી છે તેના આત્માને કતલ કરો નહીં... અને
" તમે યતીમોના માલની પાસે જાઓ નહીં. પણ તેમાં સુધારો
" કરવા, અને જ્યારે તમે ચુકાદો આપો ત્યારે ન્યાયી બનો જો કે
" તે સગાનું કામ હોય તો પણ અને ખુદા સાથેનું વચન પુરૂં કરો,
" એટલે જે કાંઇ તેણે તમને હુકમ આપ્યો છે ( તે બજાવી લાવો)
" ખરેખર મારી તરફનો આ સત્ય અને ખરો રસ્તો છે. તે રસ્તે

"આવો. જેઓ ઇમાન લાવે છે અને નમ્રતા પુર્વક ખુદાનો શુકર
"(આભાર માને છે) કરે છે, જેઓ હંમેશાં દાન આપે છે અને
"પોતાની પરહેજગારીનું રક્ષણ કરે છે, અને જેઓ પોતાના
"ઇમાન અને વચનોને પાળે છે તેઓ આશીર્વાદ પામેલા છે,
"ખરેખર ખુદા તમને ન્યાય અને ભલાઇ (સુકૃત્ય) કરવાની અને
"સગાઓને તેઓનો હક આપવાની આજ્ઞા આપે છે, અને તે
"પાપ કરવાની અને કુડાં કર્મ કરવાની અને જુલમ કરવાની
"મનાઇ કરે છે."

ઇસલામ ધર્મના નીતિશાસ્ત્રનું મંડાણ મનકલ્પિત અવાસ્તવિક અથવા અતિસ્યોકિત વાપરેલી નીતિ અથવા સદગુણો ઉપર નહીં પણ સમગ્ર મનુષ્ય જાતીની વાસ્તવિક જરૂરત ઉપર થએલું છે. બીજા ધર્મોએ જેવાં કે બૌધ ધર્મ અથવા ખ્રિસ્તી ધર્મે જે નૈતિક વાકય ઉભા કીધાં છે તે કેટલીક બાબતોમાં એવાં તો ઉંચા છે કે અકકલમાં આવેજ નહીં! તો શું એવાં શાસ્ત્ર ઉપર વાસ્તવિક અને યથાર્થ જીવનમાં વિશ્વાસ રાખી શકાય? શું એવાં અતિસ્યોકિત વાપરેલાં નીતિના શિક્ષણો સામાન્ય બુદ્ધિના માણુસની સમજમાં આવી શકશે? શું તે નૈતિક શિક્ષણો આફ્રિકાના એક જંગલી કાફર આગળ મુકવામાં આવે તો તે સમજી શકશે? જે થોડાં ઘણાં માણુસો તેને સમજી શકતાં હોય તેઓ વિષે અમારે કાંઇ કહેવાનું નથી. પણ જગતના સામાન્ય જન સમુહમાં તેનો કેવો અસર થાય છે તે જોવાનું છે *ધર્મની વ્યવહારિક રહેણી, લક્ષણ, મનુષ્ય જાતીને લગતી સામાન્ય બાબતો ઉપર અને દરરોજની જીંદગીના કામ કાજો ઉપર, તેની જાથુકની નીબતી, તેની સતા અને સર્વાપતા પારખવાની કસોટી છે. ઇસલામમાં ઉંચા પ્રકારનો તર્કશકિત અનુસાર વ્હેવાર રહેલો છે, તે મનુષ્ય ધર્મને રદ કરતો નથી તે વાસ્તવિક અને યથાર્થપણાંની બહારના આડાં અવળાં રસ્તામાં પોતાને ભટકાવતો નથી, તેનો હેતુ બીજી રૂઢીયોની પેઠે સંપુર્ણ યથાર્થતાએ મનુષ્ય ધર્મને પહોંચાડવાનો હતો પણ તેણે તે હેતુ સત્યને કાબુમાં લઇને મેળવ્યો અથવા મેળવવા યત્ન કરે છે કેમકે આ જીંદગીમાં મનુષ્ય સ્વભાવ અપુર્ણ છે" નીતિશાસ્ત્રને તપાસવાની કસોટી તે તેની કાવ્ય રૂપ ખુબ સુરતી અને રસીકપણું નહી પણ તેનું વ્હેવારિક ઉપયોગી

* આ ફકરો "સ્પીરીટ ઓફ ઇસલામ) માંથી લીધો છે.

પણ છે અને તેથી જોવું જોઇયે કે તે માનસિક સ્વભાવને અનુકુળ પડે તેમ છે કે નહીં ? મી. ઇમરસને કેવું સરસ કહ્યું છે ! Sirius may be coftier than the sun, but it does not ripen my grapes "લુબ્ધકનો તારો સૂર્ય કરતાં વધારે ઉંચો હશે પણ તે મારા દ્રાક્ષ પકવતો નથી" આપણે નોવેલો અને કલ્પિત વાતો લખવામાં "કવીકસોટીક" ની કુશળતા અને નિપુણતા વખાણીશું, પણ તે બાબતો આપણી દરરોજની અંધાધુંધીવાળી જીંદગીમાં તદન નિરૂપયોગી છે. દાખલા તરીકે આપણે When the brother smites thee on the right cheek, turn to him the left also ( જ્યારે તારો ભાઇ તારા જમણા ગાલ ઉપર મારે ત્યારે તું તારો ડાબો ગાલ તેની તરફ ફેરવ ) એ વાકયના મહત્વતાને આપણે વખાણીશું પણ શું કોઇ ભલો અથવા બુરો ખ્રિસ્તી તે વાકય ઉપર અમલ કરી શકશે ? એટલે તે પ્રમાણે વર્તી શકશે ? કદી નહીં. પરંતુ ઇસ્લામનું નીતિશાસ્ત્ર એવું છે કે તેના ઉપર દરરોજની જીંદગીમાં અમલ થઇ શકે છે. જુઓ એજ મતલબની કુરઆને શરીફમાં આવેલી આયત કેવી અસરકારક છે ? !

> " એ લોકો કે જેઓ તવંગરીમાં :અથવા તંગીમાં (પોતાના
> " માલ ) વાપરે છે, અને પોતાના ક્રોધને પી જાય છે અને
> " બદલો લેવાની શકિત હોવા છતાં પણ ) લોકોને તેઓના
> " ગુનાહ માફ કરી દે છે અને ખુદા ( બુરાઇના બદલે ) ભલાઇ
> " કરનારાને દોસ્ત રાખે છે " ( ચાહે છે. )

ઇસલામીઓમાં આ મહત્વતાભરી આજ્ઞાઓનો અમલ માત્ર ફોગટના વિચારો અથવા તર્કની હદમાં રહેતો નથી. પરંતુ **હઝરત મોહમ્મદ સલ૦**ના દૃઢ શિષ્યોની દરરોજની જીંદગીમાં તેનો અમલ ચાલુજ રહે છે એ મહાન પયગમબરના વંશના મહાત્માઓએ બીજા ધર્મના લોકો તરફથી દુ:ખ અથવા સંકટ ખમતી વખતે જે જે ધૈર્યતા અને સબર કીધેલ છે તેના એક નહીં પણ હજારો દાખલાઓ દુનિઆના ઇતિહાસોએ સંભાળી રાખ્યા છે. હઝરત ઇમામ હસનનું રાજ્યપાટ અમીર મોઆવિયાને સોંપી એકાંત જીંદગી ગાળવી, હઝરત ઇમામ હુસેનનું કરબલામાં શહીદ થવું અને તે દરમ્યાનમાં તેઓએ જે ધૈર્યતા દ્રઢતા અને નમ્રતાના દ્રષ્ટાંતો પાછળ મુકયાં છે તે જરા વિચારશો તો ઇસલામના મહત્વતા ભર્યા શિક્ષણની કાંઇ તુલના કરી શકશો. ઉપર આવી ગએલી આયતનોજ

હઝરત ઇમામ હુસેન અલ૦ એ એક સમયે કેવો અમલ કર્યો હતો તેજ જોઇએ. એક વખત હઝરત ઇમામ હુસેન અલ૦ ઉપર એક ગુલામે ઉનર ( ગરમ ) ખદખદતા પાણીનો લોટો ઢોળી દીધો. આપે તે ગુલામની સામે જોયું. તરતજ તે ગુલામ આ આયત ભણ્યો—

"જેઓ ક્રોધને પી જાય છે તેઓ માટે સ્વર્ગ છે."

હઝરત ઇમામે ફરમાવ્યું હું "ક્રોધાયમાન થયો નથી."

તે ગુલામ બોલ્યો. "અને એ લોકો માટે ( સ્વર્ગ છે કે ) જેઓ માણસોને માફ કરે છે."

હઝરત બોલ્યા "હું તને માફ કરૂં છું" ગુલામે એમ બોલીને આયત પુરી કીધી "ખુદા બુરાઇને બદલે ભલાઇ કરનારને ચાહે છે."

આ સાંભળી હઝરત ઇમામ હુસેને ફરમાવ્યું "હું તને મુકત કરૂં છું અને ચાર સો દિરહમ ( ચાંદીના ) આપું છું. જ્યારે હઝરત ઇમામ જાઅફરે સાદિક અ૦ (હ૦ ઇમામ હુસેન અ૦ ની ત્રીજી પેઢીએ ) ની વફાતનો સમય નજદીક આવ્યો ત્યારે આપે ફરમાવ્યું કે "અફતસ" ને સીતેર અશરફીઓ આપો, જે ઉપરથી આપની એક બેગમે અરજ કીધી કે શું તમે એવા માણસને આપો છો કે જેણે છરી વડે તમારા ઉપર હુમલો કર્યો હતો ? આપે ફરમાવ્યું કે "અફસોસ ! જે કાંઇ અલ્લાહે ફરમાવ્યું છે તે તું જાણતી :નથી ?" એમ કહી ઉપલી આયત ભણી સંભળાવી.

ઇસલામી નીતિનો નીચલા વાકયમાં પણ સમાવેશ થઇ શકે છે.

"જે તને હાંકી કાઢે તેને ફરીથી શોધ, જે તારી પાસેથી લઇ
"લે તેને તું આપ, જે તને દુઃખ પહોંચાડે તેને તું ક્ષમા કર,
"કારણ કે ખુદા એ ચાહે છે કે તમે તમારા અંતરમાં એ
"મુળ રોપો કે જે તેની ( ખુદાની ) સંપુર્ણતાના છે."

આ **હઝરત મોહમ્મદ સલ૦** નો ઇસલામ છે, તે માત્ર ધર્મ નથી પરંતુ વર્તમાન કાળમાં રહેવાની જીંદગી છે—તે ઇલાહી પ્રેમ ( ઐશ્વરી પ્રેમ ) ઉપર સ્થાપન થએલો, સત્ય બોલનારો સત્ય વિચારવાનો અને સત્ય કરવાનો સાર્વજનિક સખાવત અને સાર્વજનિક ભાઇચારા ( Univarsal Brother hood ) નો મહાન ધર્મ છે.

તે હઝરત પ્રાણીઓ પ્રત્યે કેમ વર્તવું તે વિષે કેવું સરસ અને યોગ્ય શિક્ષણ આપે છે.

"જ્યારે તેઓ અસ્વારી કરવાને લાયકના હોય ત્યારે અસ્વારી
'કરો, જ્યારે તેઓ થાકી જાય ત્યારે તેઓને મુકી દો. વાચા
"વિનાના પ્રાણીઓની સાથે જો આપણે ભલી રીતે વર્તીશું તો
"અને તેમને પીવા માટે પાણી આપીશું તો ખરેખર આપણને
"તેનો બદલો મલશે '

"પૃથ્વિ ઉપર કોઇ પશુ નથી. અને પોતાની પાંખોથી ઉડતું કોઇ
' પક્ષિ નથી પરંતુ તેઓ તમારાં જેવાંજ છે....... અને તેઓ
"ખુદાની તરફ પાછાં ફરશે" ફરમાવ્યું હઝરત રસુલે ખુદાએ
"કે એક સ્ત્રી જે ઘણી પાપીણી હતી તેને મુકિત ( જન્નત )
"મળી તેણે એક કુવાના કિનારા ઉપર તરસથી મરતાં એક
"કુતરાને જોયો, તેણીને દયા આવી. તેથી તેણીએ પોતાના
"લોટાને પોતાની ઓઢણીએ બાંધી કુવામાંથી પાણી ખેંચી તેને
"પાયું આટલી દયાના કારણથી તે પાપીણી મુકિત પામી."
"( બુખારી )

લોકોએ પુછ્યું, યા રસુલલ્લાહ સલ૦ અમારા માટે પશુઓમાં કાંઇ સવાબ ( પુન્ય ) છે? ફરમાવ્યું.

"તૃપ્ત મનવાળા જાનવરમાં સવાબ રહેલો છે એટલે જે જાનવર
"ઇજા પહોંચાડનાર અને તેથી મારી નાંખવા જોગ ન હોય
"તેને ખવરાવવા પીવરાવવામાં સવાબ છે"



# પ્રકરણ પાંચમું.

## ઇસલામી ભાઇચારો.

**હઝરત મોહમ્મદ સલ૦** એવાં શિક્ષક છે કે તેઓએ માણસ પ્રત્યે પ્રેમ ભાવ રાખતાં એવાં સાદાં શબ્દોમાં પણ મક્કમ પણે શીખવાડયું છે કે જેનો અસર દરેક મુસલમાનના હૃદયમાં લોહીની પેઠે ફરી રહ્યો છે. તેઓએ એવું રાજ્ય સ્થાપ્યું છે કે રંગ અથવા વર્ણનો કાંઇ ભેદ નથી, રાય અને રંક, ગોરો અને કાળો, શેહરી અને સિપાહી, રાજા અને પ્રજા, શુદ્ર, વૈષ્ય, ક્ષત્રી અને બ્રાહ્મણ સર્વે સરખા હક ભોગવે છે. માત્ર સિદ્ધાંતમાં નહીં પણ વ્યવહારમાં રણ સંગ્રામમાં કે તંબુમાં, મહેલમાં કે ઝુંપડામાં, મસજીદમાં કે બજારમાં તેઓ લેશ માત્ર પણ ભિન્નતા વિના એક બીજાં સાથે મળે છે. અને એક બીજાને જોઇને ખુશ થાય છે. ઇસલામમાં પેહલો બાંગ ( અઝાન ) દેનાર, જે **હઝરત મોહમ્મદ સલ૦** નો દ્રઢ સેવક અને ગુણવંત શિષ્ય હતો. ( હઝરત બિલાલ રદી૦ ) તે જાતે હબશી ગુલામ હતો. ગોરા યુરોપીયનની દ્રષ્ટીમાં તેનો કાળો ( હબશી ) ધર્મ ભાઇ અથવા નેટીવ ક્રીશ્ચયન **આકાશના** રાજ્યમાં બરોબરીયો હશે પણ આ સંસારના રાજ્યમાં તો તેઓ તેમ ગણતાં નથી. તેના કાળા ધર્મ બાઇને યુરોપીયનોએ કેટલાંક હકો આપ્યા હશે પણ તેઓનો જાતિ અભિમાન તેમને પોતાના બરાબરીયાં ગણવા દેતાં નથી. એટલે સુધી કે church ( દેવલ )માં પણ કાળા ધર્મ ભાઇને જુદોજ રાખવામાં આવે છે. પણ ઇસલામમાં તેમ નથી હબશી હોય કે ગમે તે હોય જ્યારથી તે મુસલમાન થયો ત્યારથી ઇસલામી કાનુન તેને પોતાના જેવો હકદાર અને પોતાનો બાઇ સમજતાં શીખવાડે છે. તે મોહટામાં મોહટા શરીફ અને નૉબલ મુસલમાનની સાથે એકજ ભાણામાં બેસીને જમી શકે છે. પણ યુરોપીયનોનો કાળો ધર્મ ભાઇ યુરોપીયનોના ટેબલ ઉપર બેસીને જમી શકતો નથી. આ એ અવાજ છે કે જે પોકારી પોકારીને કહે છે.

" સર્વે મોઅમિનો ( ઇમાન લાવેલાઓ ) એક બીજાનાં બાઇ છે
" તો માંહોમાંહેનો સુધારો કરવામાં મથ્યા રહો. "

"હે મુસલમાનો! અમે તમને એક મધ્યમ કોમ બનાવી છે, એટલા
"માટે કે તમે લોકોના શાક્ષી રહો, અને રસુલ ( મોહમ્મદ સલ૦)
"તમારો શાક્ષી રહે, તમારી કોમ દુનીઆમાં ઘણી છે, અને તમે
"એટલા માટે પેદા કરવામાં આવ્યા છો કે દુનીઆને સારી વાતો
"શીખવાડો અને બુરી (ખોટી) વાતોથી રોકો, તમારામાંથી
"એક ટોળું એવું હોવું જોઇએ જે દુનીઆને નેકી કરવા તરફ
"દોરે, સારી સારી વાતો શીખવાડે અને ખરાબ વાતોથી દુર રાખે
"જે પ્રથમાં ખુલ્લી અને સ્પષ્ટ નિશાનીઓ આવ્યા પછી કુસંપ
"અને મતભેદમાં પડી ગયાં તેમનાં જેવાં તમે થતાં નહીં, હા તમે
"સર્વે મળીને ખુદાની રસ્સીને મજબુત પકડો અને વિખેરાઇ
"ન જાઓ"

"ખુદાના એ ઉપકારને યાદ કરો કે જ્યારે તમે માંહોમાંહે શત્રુ
"હતા. ખુદાએ તમારાં મન મેળવ્યાં. **હવે તમે તેની મહેરબા-
"નીથી ભાઇ ભાઇ થઇ ગયાં.** માટે માંહોમાંહે તકરાર ન કરો,
"નહીં તો આળસુ અને કમજોર થઇ જશો. અને તમારી હવા
"બગડી જશે. ખુદાએ તમને પૃથ્વિ ઉપર પોતાના ખલીફા બનાવ્યા
"અને તમારામાંથી એકની પદવી બીજા કરતાં ઉંચી કીધી એટલા
"માટે કે તમને જે અમાનત સોંપવામાં આવી છે તેમાં તમારી
"પરીક્ષા લેવામાં આવે; હે! મુસલમાનો પરીક્ષામાં દ્રઢ રહો, અને
"એક બીજાની હીમ્મત વધારો, અને કામમાં વળગ્યાં રહો અને
"ખુદાથી ડરતા રહો કદાચ તમે ફતેમંદ થાઓ. શું લોકો એમ
"સમજે છે કે અમે એટલું કરીને છુટી જઇશું કે અમે મુસલમાન
"થઇ ગયાં અને અજમાવવામાં નહીં આવીએ." (કુરઆન)

(હદીસ) "એક મુસલમાન બીજા મુસલમાનનો ભાઇ છે, તેના ઉપર કદી
"જુલમ ન કરે, તેની મદદ કરવામાં જરાએ પાછી પાની ન કરે,
"અને કોઇ પણ સ્થીતિમાં તેને હલકો કિવા તુચ્છ ન ગણે (પછી
"પોતાની છાતી તરફ ઇશારો કરીને ત્રણવાર ફરમાવ્યું ) તકવા
"( પરહેઝગારી ) અહીં છે, એટલે પરહેઝગારી અંતઃકરણમાં હોવી
"જોઇએ. જો તું તારા ભાઇનો સાચો શુભેચ્છક નહીં હોય, અને
"તારા મનમાં 'ખુદાનો ભય નહીં હોય, તો તારો પરહેઝગારો
"જેવો ડોળ કાંઇ કામમાં આવનારો નથી."

"કોઇ માણસે દુષ્ટ અથવા નીચ પ્રકૃતિના બનવા માટે, પોતાના કોઇ
"મુસલમાન ભાઇને તુચ્છ અને હલકો ગણવો, અથવા તેનું કોઇ
"પણ રીતે અપમાન કરવું પુરતું થશે."

"ઇસલામની કેટલી બધી ઉદારતા! જો કોઇ માણસ સો વરસ સુધી
"કુફ્રપણાંમાં, અલ્લાહની ના ફરમાનીમાં, વચનોના ભંગમાં, અને
"પ્રકાર પ્રકારની દુષ્ટતા અને ક્રુરતામાં રહે અને અલ્લાહ અને
"તેના રસુલ ( મોહમ્મદ સલ૦ ) ની સાથે તોછડાઇથી વર્તે, અને
"જ્યારે તે વિજય પામે ત્યારે મુસલમાનો સાથે એક રજ ભાર
"નમ્રતાથી પણ ન વર્તે, પણ જ્યારે તે તોબા ( પશ્ચાતાપ ) કરે,
"કલમો પઢે અને ઇમાન લાવે ત્યારે તે અમારો ભાઇ થઇ જાય
"છે. મકકાના કાફેરોની, તેઓની અસભ્યતા ઇત્યાદી વિવેક રહિત
"વાતો*નું વર્ણન કરી ખુદા કુરઆને મજીદમાં ફરમાવે છે કેઃ-

"અગર તેઓ તોબા કરી લે, નમાઝ પઢે, ઝકાત આપે, તો ધર્મમાં
"તેઓ તમારાં ભાઇ છે"

**હઝરત મોહમ્મદ સલ૦** એ ફરમાવ્યું છે કેઃ—

"સર્વ મુસલમાનો એક મજબુત ઇમારત સમાન છે, જેનો એક
"ભાગ બીજા ભાગને પુષ્ટી આપે છે. સઘળાં મુસલમાનો એક
"શરીર રૂપે છે, જો તેના માથામાં દરદ થાય છે તો આખા
"શરીરમાં દરદ થાય છે" મુસલમાન એ લોકો છે કે જેઓ એક
"બીજાના શુભેચ્છક હોય અને એક બીજાથી પ્રીતિ રાખતા હોય,
"જોઇયે તો તેઓ એક બીજાથી દુર હોય અથવા દુર રહેતાં
"હોય!!"

"બે મુસલમાનોનું દ્રષ્ટાંત બે હાથો સમાન છે એટલે જો કદાચ
"એક હાથ મેલો અથવા મલિન થાય છે તો બીજો હાથ તેને
"સાફ કરી નાંખે છે."

---

* તેઓ હ૦ મોહમ્મદ સલ૦ અને તેઓ ઉપર ઇમાન લાવેલાંઓ સાથે કેવી રીતે વર્ત્યાં હતાં તે અમારૂં છપેલું હ૦ મોહમ્મદ સલ૦નું ટુંક જીવન વૃતાંતમાં વાંચો—

ઇસલામમાં પોતાના મુસલમાન ભાઇ વિષે કોઇ પણ પ્રકારની બદગુમાની કરવાની તથા નિંદા કરવાની સખત મનાઇ છે જેમકે નિંદા વિષે કુરઆનમાં કહ્યું છે કેઃ—

"એક મુસલમાને બીજા મુસલમાનની નીંદા કરવી જોઇએ નહીં
"શું કોઇ મુસલમાન એ વાતને પસંદ કરે છે કે પોતાના મર્ણ
"પામેલા ભાઇનો માંસ ખાય ?"

એક મુસલમાને બીજા મુસલમાનની નીંદા કરવી તે કુરઆને પોતાના મર્ણ પામેલા ભાઇના માંસ ખાવા સમાન ગણેલ છે.

વાંચકો ! Islamic brother hood (ઇસલામી ભાઇચારા)નો Standard (વાવટો) આજ universal brother hood સ્થાપનારાઓના વાવટા કરતાં કેટલો ઉંચો છે તે હઝરત મોહમ્મદ સલ૦ની આ સાદી પણ અસરકારક બોધ વાણી ઉપરથી સમજી શકશો. જ્યારે, લોકોને સાંપ્રત સમયમાં brother hood (ભાઇચારો) સ્થાપવાની જરૂરત જણાઇ છે ત્યારે અમારા મહાન પયગમબર આજથી તેરસો વરસ પહેલાં તે જરૂરત પુરી કરી ગયાં છે.



# પ્રકરણ છઠ્ઠું.

## જુગાર અને શરાબ.

ઇસલામ ધર્મ લાવનાર આ છેલ્લા મહાન પયગમબરે જુગાર અને શરાબ જેવા દુર્ગુણોથી બચવાની સખત આજ્ઞા આપી છે અને મુસલમાનો માટે તે દુર્ગુણો હરામ ઠરાવ્યાં છે. જે વિષે ઇસલામની મહાન કિતાબ કુરઆને શરીફમાં અનેક આયતો ભરી પડી છે. મુખ્યત્વે કરીને શરાબ કે જે મોહટા દુર્ગુણો, લડાઇ ટંટા ફિસાદ, ઉડાઉપણા અને સેંકડો ભયંકર પ્રાણઘાતક અને અનિવાર્ય રોગોનું મુળ છે તેની સખત મનાઈ કીધેલી છે એટલુંજ નહીં પણ તે મહાન પયગમબરે સર્વે નીશાવાળી વસ્તુઓને હરામ ફરમાવેલી છે. તેવી વસ્તુઓનો વ્યાપાર કરવો, અથવા તેવી વસ્તુઓના વ્યાપાર કરનારને ત્યાં નોકરી કરવી અથવા તેનું નામું લખવું અર્થાત કોઇ પણ રીતે તેવા કામની મદદ કરવી હરામ ઠરાવી મુસલમાનોને મોહટી આફતોથી બચાવ્યાં છે. અને આ એવી પાક પવિત્ર આજ્ઞાઓ છે કે જેવી બાઇબલ અથવા તવરેત ( Pentatuch ) માંથી મળી આવતી નથી. જેમકે મ.ર વિલીયમ મેયર કે જેઓ ધર્મ ચુસ્ત ખ્રિસ્તી છે અને જ્યાં સુધી કબુલ કરવા જોગ વાત ન હોય ત્યાં સુધી ઇસલામના પક્ષમાં બોલી શકતા નથી તેઓ પણ પોતાના Life of Mohamed ( હઝરત મોહમ્મદ સલ૦ ) ના જીવન ચરિત્ર ) નામના પુસ્તકમાં લખે છે કે:—

> "ઇસલામ ધર્મ, એ વાત ઉપર ગર્વ કરી શકે છે કે તેમાં પરહેઝ-
> "ગારી ( નિવૃતિ ) નું એક એવું સ્થાન અથવા પ્રમાણ છે કે તેવું
> "બીજું કોઈ ધર્મમાં જોવામાં આવતું નથી."

રી. ગોડ ફ્રે હેગીન્સ સાહેબ નામના અંગ્રેજ વિદ્વાન લખે છે કે:—

> "( ઇસલામ ધર્મ ) માં તકવા અને પરહેઝગારી નામનીજ હોય
> "એમ જણાતું નથી, પરંતુ શરાબખોરી ( મદ્યપાન ) અને જુગાર

"ને એવા મોહટાં પાપો ( ગુનાહે કબીરા ) ઠરાવવામાં આવ્યાં છે
"કે કદી ક્ષમાને પાત્ર નથી. અને તેમને એકદમ જડમુળથી ઉખેડી
"નાંખવામાં આવ્યાં છે તેમના ( મોહમ્મદ સલ૦ ) અનુયાયીઓ
"( પેરવો ) ની સર્વે અનીતિવાન ઇચ્છાઓ, મનોવિકારો, ધર્માંધ
"પણા અને કુટેવોને બંદ કરી દીધી છે. એવાં દુર્ગુણો તજવા
"અવશ્ય છે નહીં તો તેમના ( મોહમ્મદ સલ૦ ) ના તાબેદાર
'થઇ શકતા નથી" એટલે કહેવાઇ શકતા નથી )

પછી તેઓ આગળ વધીને લખે છે કે—

"મ્હારા મત પ્રમાણે જો કદાચ શરાબ અને જુગારની મનાઇ
"બાઇબલો (ઇનજીલોમાં) અંદર જોવામાં આવત તો માણસને
"કાંઇ ઓછો હર્ષ થાત નહીં, અને જો ઇસુખ્રિસ્ત, પોતાના ગેબી
"ઇલ્મથી જે લોકોના ધારવા પ્રમાણે તેમને હતું અને જેનો
"મોહમ્મદ સલ૦ દાવો કરતા ન હતા, જે જગ્યાએ તે ઔષધ
"તરીકે વાપરવું અગત્યનું હોય તે વિના નીશાવાળી વસ્તુઓના
"ઉપયોગની મનાઇ કરી દેત તો તેથી કાંઇ વધારે ખરાબી
"થાત નહીં.

ઘણાં હીંદુસ્તાન વાસી મુસલમાનો આ સમયમાં શરાબ જેવી હરામ વસ્તુના ઉપયોગથી અને જુગાર જેવા નીચ અને પતિત દુર્ગુણથી પરહેજ કરતા નથી, અને તે દુર્ગુણોમાં દીવસે દીવસે વૃદ્ધિ કરતાં જાય છે તો સંગતનો અસર હશે એમ કહી શકાય પરંતુ મુસલમાનોના દેશ, અરેબીયા, તુર્કસ્તાન, ઇરાન અને અફગાનીસ્તાન જેવાં દેશોના મુસલમાનોમાં તો આવા દુર્ગુણોનો દુકાળજ પડેલો છે. તેઓના મન ઉપર ઇસલામની એ પાક તાલીમ જેવીને તેવીજ અસર ધરાવે છે. ભારતવાસી મુસલમાનોને દિન પ્રતિદિન દુર્ગુણો અને જહાલત ( અજ્ઞાનતા ) માં ઘટાડાને બદલે વૃદ્ધિ કરતાં જોઇ બીજા ધર્મના કેટલાંક લોકો તેની નામોશી ઇસલામ ધર્મ ઉપર મુકે છે, પણ તે તેમની ભુલ છે. લોકોની એવી વર્તણુંકથી અને લોકો પણ એકે જેઓ દુર્ગુણો વાળી પ્રજાના સમાગમમાંજ રહેવાં પામ્યા હોય ! ધર્મ ઉપર કોઇ પણ પ્રકારની નામોશી આવી શકતી નથી.

"**મી. એડવર્ડ ગીબન** નામના અંગ્રેજ વિદ્વાન લખે છે કે—

" મોજ શોખ કે જે તરફ માણસનું મન લલચાય છે, તેના તરફી
" આપનારા પ્રતિબંધ લુચ્ચાઓ અને અધર્મીઓ તોડી નાંખે છે
" પણ તેથી, એ સ્પષ્ટ નિયમ કે ( દુર્ગુણોની મનાઇ ) જેણે તે
" બનાવ્યો તેના ઉપર ન્યાયની ખાતર તેણે પોતાના ધર્મના લોકોને
" એવી છુટ આપી છે, એ નામોશી મુકાતી નથી મારા મત
" પ્રમાણે, જો ઐશ્વરી આજ્ઞાથી ( શરાબ અને જુગારની ) ખ્રિસ્તી
" ધર્મમાં તેની મનાઇ કરવામાં આવી હોત તો યુરોપીયનો કેવા
" સૌભાગી બનત ? "

અમને આશા છે કે શરાબ અને જુગારમાં લીન રહેનારાં મુસલમાનો **હઝરત મોહમ્મદ સલ૦** ની આજ્ઞાઓ મુજબ વર્તવું શરૂ કરી, પોતામાં જે જે દુર્ગુણો છે તેનો નાશ કરી, પોતાના ધર્મને નામોશીમાંથી મુકત કરશે. જો તેઓ પોતાના દુર્ગુણો તજી શકતા ન હોયતો, ધર્મની ખાતર, અરે ધર્મનું ખરૂં સ્વરૂપ દર્શાવવા ખાતર પણ મુકી દેશે.

# પ્રકરણ સાતમું.

## નાહક ખુન.

આ મહાન પયગમબરે નાહક ખુન કરવાની સખત મનાઇ ફરમાવી અને તેની શિક્ષા તે સમયની રૂઢે પ્રમાણે કતલ કરનારાને કતલ કરવો મુકરર કીધો. અને તે અન્યાય ભર્યો નિયમ કે કાતિલ (ખુની) ને મુકી દઇ કોઇ બીજા માણસને અને ગુલામને બદલે જે માણસ ગુલામ ન હોય તેને અને સ્ત્રીને બદલે પુરૂષને અને એક પુરૂષને બદલે બે પુરૂષને મારતા હતા તે એકદમ બંધ કરી દીધો અને આજ્ઞા આપી કે:—

"જો કોઇ આઝાદ માણસે આઝાદ માણસને માર્યો છે તો તેના
"બદલામાં તે મારનાર આઝાદજ મારી જશે અને જો ગુલામે
"ગુલામને કતલ કીધો છે તો તે ગુલામનેજ કતલ કરવામાં
"આવશે અને જો કોઇ સ્ત્રીએ સ્ત્રીને મારેલ છે તો સ્ત્રીનેજ
"મારવામાં આવશે"

તે અજ્ઞાનતાના સમયમાં અનહદ ખુનો થતાં હતાં અને વેર લેવા માટે મોહટી મોહટી ખુંખ્વાર લડાઇઓ થતી હતી અને વર્ષોના વર્ષ સુધી ચાલતી હતી અને તેના કારણથી મોહટા મોહટા કબીલાઓ પૃથક પૃથક (જુદા જુદા) થઇ ગયાં હતાં અને તે સર્વમાં સંપ થઇ શકે એવી લગારે આશા બાકી રહી ન હતી. તેથી તે ઝગડાઓને શાંત પાડવા અને સર્વમાં સંપ કરાવવા ખાતર એ કોલકરાર કે જે વેરથી મુકત થવા સંબંધે કરવામાં આવ્યા હતા, તે કાયમ રાખવામાં આવ્યા જેનું પરીણામ એવું શુભ આવ્યું, કે આખા દેશમાં સુલેહ શાંન્તીની બરકતો પ્રસરી ગઇ. તેઓના સ્વભાવમાં રહેલી વેર વૃતિ અને દવેષ વૃતિ એવી સમુળગી નાશ પામી કે કટ્ટા શતરૂ સગા ભાઇઓ કરતાં પણ વધારે દોસ્ત બની ગયાં, અને શતરૂવટ અને દવેષભાવને બદલે સંપ, હમદરદી અને મોહબ્બત એવી કાયમ થઇ ગઇ કે રાજ્યોની વર્ષોના વર્ષની કોશીશ અને કરોડો રૂપીઆના ભોગે તેવી હમદરદી અને મોહબ્બત કાયમ થઇ શકે નહીં અને આજે હઝરતના

શિક્ષણનો ચમત્કાર લેખાએ તો અતિસ્યોકતી તો ગણાય નહીં જેમકે કુરઆને મજીદ કહે છે કે:—

" ખુદાએ તેઓના અંતઃકરણોમાં પ્રીતિ (ઉલફત) નાંખી. જો તું
" આખા જગતના દ્રવ્યને અને માલ દોલતને ખરચી નાંખત તો
" પણ તું તેઓના મન મેળવી શકત નહીં, પણ ખુદાએ તેઓમાં
" મેળાપ કરાવી દીધો."

" ખુદાની મહેરબાનીને અને કૃપાને યાદ કરો કે જ્યારે તમે એક
" બીજાનાં શતરૂ હતાં. તો તમારા મનોમાં મોહોબ્બત નાંખી
" દીધી; પછી તેની ન્યામત ( ઇસલામ ) ના પ્રતાપે, જો કે
" રાત્રે શતરૂ સુઇ રહ્યા હતાં પરંતુ ( સવારમાં ) ઉઠયા ત્યારે
" **ભાઇ ભાઇ હતાં** "

આ સંબધી મી. એડવર્ડ ગીબન લખે છે કે:—

" તેણે ( હઝરત મોહમ્મદ સલ૦ એ) મુસલમાનોમાં નેકી અને
" પ્રીતિ ( મોહોબ્બત ) નો આત્મા ફુંકી દીધો, અરસપરસ
" ભલાઇ કરવાનું શિક્ષણ આપ્યું અને પોતાની આજ્ઞાઓ અને
" શીખામણોથી વેર લેવાની ઇચ્છાને અને વિધવાઓ તથા
" યતીમો ઉપર ગુજરતાં જોર જુલમને રોકી દીધો. (જુદી જુદી)
" પ્રજાઓ જેઓ અસ્થાઓ ( એઅતેકા ) ની રૂએ એક
" બીજા વિરૂધ્ધ હતી તેઓ ફરમાંબરદારી એટલે તાબેદારી
" કરવામા એક ગાંઠ અને એક સંપ થઇ ગઇ. ખાનગી
" ઝઘડાઓમાં જે બહાદુરી અને શુરવીરતા અયોગ્ય રીતે
" વાપરવામાં અવતી હતી, તે 'ઘણીજ તૈયારીઓથી બીજા' દેશોના
" શતરૂઓનો મુકાબલો કરવા તરફ વલણ કરતી થઇ."

" ( આ બધા ખુદાઇ જ્ઞાનની ખુબી છે. એ વગર કેમ બને ?

# પ્રકરણ આઠમું.

## ચોરી અને લુંટફાટ.

તે મહાન પયગમ્બરે ચોરી, લુટફાટ, વ્યભિચાર ઇત્યાદીની ખરાબીઓને અને બુરાઇઓને પોતાના શિષ્યોના મનમાં એવી રીતે ઠસાવી કે તેઓ તેનાથી હજારો કોસ દુર નહાસતા ફરે અને તેના બદલે હલાલ રોઝી શોધવાની તાકીદ કીધી. ચોરી કરનારાઓ માટે હાથ પગ કાપવાની એવી તો વ્યાજબી શિક્ષા મુકરર કીધી કે તે વિના કઠોર અરબો માને તેવાં ન હતાં. અને તેના પરિણામે એઓના મનમાં તેની બુરાઇઓનો એવો અસર બેઠો કે એક દીવસ હઝરત રસુલે ખુદા સલ○ એ આમ બશારતની રૂએ ફરમાવ્યું.

"જે માણસ અંતઃકરણ પુર્વક એમ બોલ્યો કે ખુદા વિના બીજો "કોઇ માઅબુદ (પુજ્ય) નથી તે સ્વર્ગમાં દાખલ થયો."

આ સાંભળી આપના શિષ્ય અબુઝરે, ચોરી અને વ્યભીચારને કદી પણ માફ કરવામાં ન આવે તેવા સખત ગુનાહો સમજીને આશ્ચર્ય યુક્ત થઇ પુછ્યું.

"જો કે તેણે ચોરી અને વ્યભિચાર જેવા ગુનાહો કીધાં હોય "તો પણ?"

હઝરત સલ○ એ જવાબમાં ફરમાવ્યું—

"જોઇએ તો તેણે ચોરી અને વ્યભિચાર (ઝીના) કીધો હોય!"

અને જ્યારે અબુઝરે વધુને વધુ અજાયબ થઇને ત્રણ વાર પુછ્યું ત્યારે આપે ફરમાવ્યું—

"જો કે વ્યભિચાર કીધો હોય અને ચોરી પણ કીધી હોય તો "પણ અંતઃકરણ પુર્વક "લાએલાહ ઇલ્લલ્લાહ" (કોઇમા અબુદ "નથી પણ અલ્લાહ) કહેનારો જરૂર બેહિસ્તમાં દાખલ થશે. "જોઇએ તો અબુઝર ખુશ થાય કે ન થાય"

આ હદીસનો ભાવાર્થ અંતઃકરણ પુર્વક "લાએલાહ ઇલ્લલ્લાહ" કહ્યું એટલે કોઇ પણ નેકી કરવાની અથવા બુરા કૃત્યોથી બચવાની જરૂર નથી એમ સમજવું નહીં બલકે તેનો ભાવાર્થ એ છે કે શીર્ક* કરવાનો ગુનાહ માફીને કાબિલ નથી. શીર્ક કરનારો કદી બક્ષવામાં આવશે નહીં—તે કદી મુકિત પામશે નહીં. પણ બીજાં બધાં પાપો જેવાં કે ચોરી, જુગાર, વ્યભિચાર ઇત્યાદીને (ખુદા) માફ કરી આપે એવી આશા રાખી શકાય છે જેમકે ખુદા ખુદ ફરમાવે છેઃ—

"નિશંસઃય ખુદા નથી માફ કરતો (એ ગુનાહને) કે તેની સાથે
"કોઇ (સૃષ્ટ પદાર્થને અથવા બીજાં કશાને પણ) શરીક કરવામાં
"આવે; અને તેના સિવાય (શિર્ક સિવાય) જેના ચાહે છે તેના
"(સઘળાં પાપો) માફ કરી આપે છે."



* એકજ ખુદાને ન માનતાં તેનો કોઇને ભાગીયો ગણવો, મુર્તિપુજન; તેના જે જે ગુણો છે તે ગુણોમાંના એકને પણ ન માનવા. જેમકે તે આત્મા અને પ્રકૃતિ સર્વે રજે રજનો ઉત્પન્ન કર્તા છે. પણ જો કોઇ તેને એકજ માને પણ આત્મા અને પ્રકૃતિનો ઉત્પન્ન કર્તા ન જાણે અથવા જેઓ તેના માટે બાપ, બેટા લગાડે તેઓ સઘળાં શરીક કરનારાં મુશરિક ગણાય છે.

# પ્રકરણ નવમું.

## ઇસલામમાં સ્ત્રીઓની સ્થીતિ.

એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની રૂઢી ( Polygamy ) જે સાંપ્રત સમયમાં નીચ અને પતિતમાં પતિત ગણાય છે તે ઘણીજ પ્રાચિન અને દુર ન થઇ શકે તેવી છે. આ રૂઢી પ્રાચિન કાળના પ્રજાકિય યુધ્ધો અને તેનાથી થતાં પુરૂષ વર્ગના મોહટા ભાગના નાશના કારણથી, તેમજ સ્ત્રીઓની સંખ્યા વધારે રહેવાથી તથા મોહટાં મોહટાં સરદારોની સ્વતંત્ર સતાના કારણથી ઉતપન્ન થવા પામી હોય તેમ લાગે છે.

પ્રાચિન કાળની સઘળી પુર્વવાશી પ્રજાઓમાં આ રૂઢી એક મતે સ્વીકારવામાં આવેલી હતી. રાજાઓ અને નૃપતિયો એક કરતાં વધારે સ્ત્રીઓ કરતાં તેથી તે રૂઢી દોષ રહિત અને પવિત્ર ગણાતી. લોકોને એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની કશાપણ બાધ વિના પરવાનગી આપવામાં આવી હતી. હીંદુઓમાં પ્રાચિન કાળથી આ રૂઢી પ્રસરી રહી હતી, પ્રાચિન મીડઝ, બાબીલોનીયન્સ એસીરીયન્સ અને પરશીયન પ્રજાઓમાં એક માણસે કેટલી સ્ત્રીઓ કરવી તે માટેનો જાહેર રીતે કાંઇ બાધ હતો નહીં. સાંપ્રત સમયમાં પણ એક કુળવંત બ્રાહ્મણ પોતાની મરજીમાં આવે તેટલી સ્ત્રીઓ પરણવાનો હક ધરાવે છે.

**હઝરત મુસા અલ૦** આવ્યા તે પેહલાં બની ઇસરાઇલોમાં પણ આ રૂઢી પ્રચલિત હતી. એક હિબ્રુ ધણી કેટલી સ્ત્રીઓ પરણી શકે તેની હઝરત મુસાએ કાંઇ હદ ન બાંધતાં તે સમય અનુસાર જેમ તે રીવાજ ચાલતો હતો તેમને તેમ ચાલવા દીધો. Syro phoenician પ્રજાઓમાં કે જેઓને ઇસરાઇલીઓએ હરાવી પદભ્રષ્ટ કર્યા તેમનામાં આ રૂઢી પશુ વૃતિ સમાન થઇ પડી હતી.

Thracians ( થ્રેશીયન્સ ) Lydians ( લીડીયન્સ ) અને Palasgian ( પેલેસગીઅન ) પ્રજાઓ કે જે પશ્ચિમ એશીયા અને યુરોપ

ખંડના જુદા જુદા ભાગોમાં વસ્તી હતી, તેમાં સ્ત્રીઓ કરવાની જરાએ હદ બાકી રહી ન હતી. પ્રાચિન કાળની સર્વે પ્રજાઓમાં જે Athenian (એથે નિયન) પ્રજા વધારે સુધરેલી અને કેળવાયલી હતી તેમાં સ્ત્રીઓ જંગમ મીલકત અથવા જે વસ્તુઓ બજારમાં વેચી ખરીદી શકાય તેવી વસ્તુઓ સમાન ગણવામાં આવતી હતી. અને તેણીઓને વારસામાં આપી શકાય તેવી લેખતાં. તેણીઓનું હોવું તે એક મહા મોહટી વિપત્તી થઇ પડતી, તેણીઓ બચ્ચાંઓને જન્મ આપનાર છે અથવા એક સંસારમાં સારી મદદગાર છે એ રૂએ તેઓની કાંઇ કદર થતી નહી.

જો કે Spartan (સ્પાર્ટન) પ્રજામાં, લોકોને કેટલીક ખાસ જરૂરતો વિના, એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની રજા આપવામાં આવી ન હતી તો પણ સ્ત્રીઓને એક કરતાં વધારે ભરથાર (ધણી) કરવાની છુટ આપવામાં આવી હતી, અને ઘણી ખરી સ્ત્રીઓને એક કરતાં વધારે ભરથાર હતાં.

મજુસી (Zoroustrians) પ્રજાએ નિકાહ (લગ્ન) ના કાનુનો ઉંચા મુકયા હતા. સગપણ અને લોહીની તદન નજદીકનો તેઓએ જરાપણ ખ્યાલ રાખ્યો નહોતો. અને તેઓ એટલે સુધી વધી ગયાં હતાં કે પુત્રને તેની માતા, પિતાને તેની પુત્રી અને ભાઇને તેની ભગની હલાલ સમજાતી હતી. અને પોલીગમીની કાંઇ હદ બાકી રહી ન હતી. *

જ્યારે રોમન રાજ્ય સ્થપાયું ત્યારે બેશક એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની રૂઢી કાયદેસર ગણાતી નહીં. પરંતુ તેની આસપાસની પ્રજાઓમા અને મુખ્યત્વે કરીને Etruscans (ઇટ્રુસ્કન્સ) માં એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની રૂઢી વ્યાજબી ગણાતી હતી. જો કે રોમન રાજ્યમાં એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની રૂઢી વ્યાજબી અને કાયદેસર ગણાતી નહીં તો પણ તે રાજ્યમાં સ્ત્રીઓને મળેલી સ્વતંત્રતા, જે ગાઠ તેણીઓને પુરૂષોની સાથે બાંધતી તેનું ઢીલાપણું અને સ્ત્રીઓનું એક બીજાની સાથે અદલ બદલ કરવું ખરેખર તે વખતે પોલીગમી, જો કે બીજા નામે પ્રચલિત હતી તે સુચવે છે.

---

* એ અજાયુત તનઝીલ.

તે દરમિયાનમાં ગલીલીના કિનારાઓ ઉપર પ્રાંથમિક ખ્રિસ્તી ધર્મના ઉપદેશ કરવામાં આવેલા સિદ્ધાંતો રોમન રાજ્યને પ્રકાશિત કરવામાં લાગ્યાં **હઝરત ઇસા અલ૦** ને દુનીઆમાં ચાલતી આ એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની રૂઢી પસંદ આવી નહીં હોય પણ તેઓએ તે રીવાજ વિરૂદ્ધ કાંઇ બોધ આપ્યો નહીં તેમજ કેટલી સ્ત્રીઓ કરવી જોઇએ તેવી કાંઇ હદ બાંધી નહીં, પણ જેમ સમય સુધરતો જશે અને માણસની બુદ્ધિ વધારે પ્રકાશિત થતી જશે તેમ તેમ આ રૂઢી તદન નાશ પામતી જશે એમ ધારી તદન ચુપ રહ્યાં અને જેમ થતું હતું તેમ થવા દીધું. યહુદીઓમાં એક કરતાં વધારે સ્ત્રીઓ કરવાની રૂઢી ચાલુજ હતી, અને બની ઇસરાઇલના પયગમ્બર **હઝરત દાઉદ** અને **હઝરત સુલયમાન અલ૦** કે જેઓ માટે **મી. હેગીન્સ** સાહેબ લખે છે કે

"તેઓ ખાસ ખુદાની દીલી મરજી પ્રમાણે વર્તતા હતા, અને જેઓને ખુદાએ ખાસ પોતાના હુકમો પુરા કરવા માટે સર્જયાં હતાં."

અને ખરેખર તેઓ એવાંજ હતાં અને તેઓ મહાન પયગમ્બરો હતા. તેઓ પણ એક કરતાં વધુ સ્ત્રીઓ ધરાવતાં હતાં, અને **હેગીન્સ** સાહેબના કહેવા મુજબ "હઝરત ઇસાએ પણ એ વીસ બાઇબલો ( ઇનજીલો ) માં કે જે તેઓના હુકમો સંગ્રહ કરી રાખવા માટે તેઓના શિષ્યોમાંના કોઇએ ને કોઇએ લખ્યા હતા, તેમાંના એકમાં પણ તેની ( પોલીગમીની ) મનાઇ કીધી નથી."

આવી રીતે ચુપ રહેવાથી હઝરત ઇસાએ સિદ્ધ કરી આપ્યું કે તે રૂઢી તદન જાયઝ ( યોગ્ય ) અને લગારે ફેરફાર કરવા યોગ્ય નથી.

જ્યાં સુધી પોલીગમી (વધુ સ્ત્રીઓ કરવાની રૂઢી) ની Justinian ના કાયદા અને કાનુનથી મનાઇ કરવામાં આવી નહીં. ત્યાં સુધી તે રૂઢી ઓછી વધતી ચાલુજ રહી પણ કાયદાઓમાં સમાએલી મનાઇએ લોકોના નૈતિક વિચારમાં કાંઇ ફેરફાર કર્યો નહીં. અને જ્યાં સુધી સાંપ્રત જન મંડળે [ Modern society ] તે રૂઢીને દોષ પાત્ર ગણી નહીં ત્યાં સુધી તેનો અમલ ચાલુજ રહયો. પહેલી પરણેત સ્ત્રી વિના બીજી પરણેત સ્ત્રીઓની કાંઇ કદર કરવામાં આવતી નહીં. તેણીઓ ઉપર એક પ્રકારનો સખત જુલમ હતો, પહેલી પરણેત સ્ત્રીને કાયદાએ જે આશ્રય આપ્યો હતો

તે તેણીઓને આપવામાં આવ્યો નહોતો, તેણીઓના લગારે હકો રાખવામાં આવ્યા નહતાં. તેણીઓને પોતાના ધણીના દરેક છંદ, તુરંગ અને કામ વૃત્તિની ગુલામ ગણવામાં આવતી. તેણીઓના છોકરાઓ "દાસી પુત્ર" કહેવાતાં તેઓના પિતાની મીલકતમાંથી તેઓ લગારે વારસો લઇ શકતા નહીં, તેઓ Socilty (જન સમુહ) માં પતિત અને ભ્રષ્ટ લેખાતાં. હા, કાયદાએ પેહલી પરણેત સ્ત્રી માટે અને તેના બાળકો માટે હક રાખ્યો હતો.

અમીરોમાં Morganatic Marriage (રાજવંશી પુરૂષનું પોતાનાથી ઉતરતા કુળની સ્ત્રીથી થએલી પ્રજાને તેમજ તે સ્ત્રીને રાજનો હક મળે નહીં એવી શરત સાથે થએલું લગ્ન) પણ પ્રચલિત હતું. Clergy (પાદરી લોક) પોતાના કુંવારા રહેવાની પ્રતિજ્ઞાને ભુલી જઇ એક કરતાં વધારે જાયઝ અથવા ના જાયઝ લગ્ન કરતાં. ઐતિહાસ આપણુને સિદ્ધ કરી આપે છે કે જેવી રીતે સાંપ્રત સમયમાં એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની રૂઢી ભય યુકત ગણાય છે તેવી થોડાંજ સમય ઉપર ગણાતી ન હતી. **સેન્ટ ઓગસ્ટાઇન** પોતે તે રૂઢીમાં પાપ અથવા લગારે અનીતિ ગણુતો ન હોય એમ દેખાય છે. તેણુ એમ કહ્યું છે કે જે દેશમાં તે રૂઢી હલાલ અને જાયઝ ગણુવામાં આવતી હોય ત્યાં તેમાં કાંઇ પાપ નથી. સોળમાં સૈકામાં થએલ **હુલ્લામ** કે જે જરમન રીફારમર હતો તે, જ્યારે પુત્ર ન થતો હોય અથવા એવાં બીજાં કારણો હોય ત્યારે એક હોવાં છતાં બીજી અથવા ત્રીજી સ્ત્રી પરણવી કાયદેસર અને જરૂરી ગણે છે.

હઝરત ઇસાએ આ રૂઢીની સ્પષ્ટ રીતે કાંઇ મનાઇ કીધી **નથી** અને જેમતે રૂઢી ચાલતી હતી તેમ ચાલવા દીધી છે તે ઉપરથી કેટલાંક યુરોપીયન વિદ્વાનો એ રૂઢીમાં કાંઇ પણ અનીતિ જેવું હોય એમ ગણુતા નથી. અને એકજ સ્ત્રી કરવાના વિચારો યુરોપીયનોમાં કયાંથી આવ્યા તેના કારણમાં જણાવે છે કે ખ્રિસ્તી ધર્મ ઉપર Germanic (જરમનીક) અને Hellenic-Roman (હેલેનીક રોમન) વિચારોનો અસર પડવાથી મોનોગેમી*ના વિચારો ઉદ્દભવી આવ્યા છે. પણ તેમનું આ સિદ્ધાંત ખરૂં દેખાતું નથી, કેમકે જરમનો એકજ પત્નિ કરવાની રૂઢી ધરાવતાં હતા એ વિષે વિશ્વાસ પાત્ર ઐતિહાસિક શાહેદીઓ નથી.

* એકજ પત્નિવ્રત—એકજ સ્ત્રી પરણવાની રૂઢી.

રોમન લોકોમાં શરૂઆત વખતે ગમે તેવી રૂઢી હશે પણ તેમના રાજ્ય સ્થાપનના આરંભમાં એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની રૂઢી વિધિ યુકત સ્વીકારવામાં આવેલી હોવીજ જોઇએ. અને નહીં તો તે રૂઢી ગેર કાયદે તો ગણાતી નહીંજ હોય. જે રાજ્ય આજ્ઞા આ રૂઢીની વચમાં પડી હતી તે ઉપરથી ઉપલી ધારણા મજબુત રીતે સાબિત ઠરે છે. Pretorian ediet ( પ્રીટોરીયનની રાજ્ય આજ્ઞા ) તે ખરાબી અંદર સુધારો કરવામાં અને તે વખતમાં ચાલતાં સાર્વજનિક વિચારોને બદલવામાં કેટલે દરજ્જે ફતેહ પામેલ હતી તે ચોથા સૈકાની આખેરીમાં Honorius અને Arcadius બાદશાહોના આજ્ઞા પત્ર ઉપરથી અથવા કોન્સ્ટેન્ટાઇન અને તેના પુત્ર (કે તે બન્ને જણાની ઘણી સ્ત્રીઓ હતી)ની વર્તણુંક ઉપરથી જણાશે Emporor Valentinian (વેલેન્ટીનીઅન) પોતાની પ્રજાને, જો તેઓ ચાહે તો એક કરતાં વધારે સ્ત્રીઓ પરણી શકે એવી પરવાનગી આપી હતી. અને તે સમયના ધાર્મિક ઇતિહાસ ઉપરથી તે વખતના પાદરીઓ ( Bishops ) અને ચર્ચના અધિકારીઓએ તે આજ્ઞા વિરૂધ્ધ કાંઇ વાંધો લીધો હોય એમ પણ જણાતું નથી. ઉપરાંત ત્યાર પછીના શહેનશાહો પણ એક કરતાં વધારે સ્ત્રીઓ પરણતા હતા અને લોકો તઓના પગલે ચાલતાં ચુકતાં નહોતાં.

જસ્ટીનીઅને (Justinian) કેટલાંક કાયદાઓ તે રૂઢી વિરૂદ્ધ ઘડયા હતા, પણ તેની સાથે ખ્રિસ્તી ધર્મને કાંઇ સંબંધ નથી. જસ્ટીનીયનનો સલાહકાર એક નાસ્તિક (ખુદાને ન માને તે) અને મુર્તીપૂજક હતો. જસ્ટીનીયને પોલીગમી વિરૂદ્ધ કીધેલાં કાયદાઓ તે જમાનાના પોલીગમી વિરૂધ્ધ કીધેલાં કાયદાઓ તે જમાનાના પોલીગમી તરફના વલણો રોકી શકયાં ન હતાં. તે કાયદાઓ, માણસોની વિચાર શકિત વધી છે એટલું સિદ્ધ કરી આપતા અને થોડાં વિચારવંત તે કાયદાઓનાં બંધનમાં રહેતાં, પરંતુ સામાન્ય જન સમુહ તો તે કાયદાઓને ઠાલાં થોથાં સમાનજ ગણતાં હતાં.

જ્યારે હઝરત મોહમ્મદ સલ૦ આરબ ભુમી ઉપર પ્રગટ થયાં ત્યારે પણ સ્ત્રીઓની એવી દયાજનક સ્થીતિ હતી. આરબો અજ્ઞાનતાના કારણથી કોઇ પણ હદ વિના જેટલી મરજીમાં આવતી તેટલી સ્ત્રીઓ પરણતાં અને તેઓની નૈતિક સ્થીતિ એવી તો અધમ દશામાં આવી પડી હતી કે,

તેઓ પોતાની સાવકી માને પીતાના મૃત્યું પછી વારસામાં આવેલી મિલકત તરીકે કબજામાં લઇ લેવાનો હક સમજતા હતા. એકંદર રીતે સઘળી સ્ત્રીઓને, પુરૂષોની નીચ વૃત્તિઓ અને નીચ ઇચ્છાઓ તૃપ્ત કરનાર તંત્ર તરીકે સમજવામાં આવતી હતી. યમનના કેટલાંક યહુદી અને સેબીયન ( સિતારા પરસ્ત ) પ્રજાઓમાં એક સ્ત્રી ચાર પાંચ પુરૂષોને પરણી શકતી, અને પ્રાચિન કાળના હીંદુઓ*ની પેઠે તેમનામાં તે રૂઢી પણ ઘણાં જોરથી પ્રસરેલી હતી કે જ્યારે સ્ત્રી રૂતુ પ્રાપ્તી ( હેઝ ) પછી પવિત્ર થતી ત્યારે તેનો નિર્લજ ધણી તેને કોઇ પારકા કુળવંત પુરૂષને બોલાવીને બીજ ( તુખ્મ ) લેવાની આજ્ઞા આપતો. અને જ્યાં સુધી ગર્ભના ચિન્હ જણાતાં ત્યાં સુધી પોતાની સ્ત્રીથી અળગો રહેતો. આમ કરવાથી તેનો હેતુ કુળવંત બાળક ઉત્પન્ન કરવાનો હોતો. અને આને "નિકાહે ઇસ્તબઝા" ( ન્યોગ ) કહેતાં બીજી નિર્લજતા ભરી રૂઢી એ હતી કે કેટલાંક પુરૂષો જેઓ સંખ્યામાં દસ કરતાં ઓછાં હોતાં તેઓ કોઇ સ્ત્રીની પાસે જતાં અને તેની સાથે વ્યભિચાર કરતાં. (ઝીના કરતા) પછી જ્યારે તે સ્ત્રી કોઇ પુત્ર ઇત્યાદીને જન્મ આપતી ત્યારે તે પેલા સર્વે માણસોને તેડી બોલાવતી અને પેલા બાળકને તેની ઇચ્છામાં આવતું તેને સીર થોપી

૧. આર્યનોમાં ન્યોગ કરવાને દુરૂસ્તમાને છે. જે ખરેખર સ્ત્રીઓનું માન ભ્રષ્ટ કરનાર અને પુરૂષોને નિર્લજ બનાવનાર શિક્ષણ છે એમાં લગારે શંકા નથી. "ન્યોગ" એને કહે છે કે જો કોઇ હીંદુને સંતાન ન થતું હોય અથવા કોઇ પણ કારણથી પુરૂષ અવલાદ ઉત્પન્ન કરવાની શકિત ન ધરાવતો હોય જેમકે તેનું વિર્ય ( મની ) પાતળું પડી ગયું હોય, અથવા વિર્યમાં જંતુ રહયા ન હોય, અથવા કોઇ પ્રકારનો રોગ હોય અથવા તે માણસને દીકરીઓજ થતી હોય તો પુત્ર પ્રાપ્તીની ઇચ્છાથી તેની સ્ત્રી બીજા પુરૂષની સાથે સંભોગ કરે તેમાં "વેદ" કાંઇ બાધ ગણતું નથી. અથવા કોઈ પુરૂષ પ્રદેશ નોકર હોય અને ત્રણ વરસ સુધી પાછો ઘેર ન આવે પરંતુ ખરચ ખુંટણ મોકલતો હોય અને કાગળ પત્ર લખતો હોય એવાં વખતે જો સ્ત્રીને કામાગ્ની ( શહેવત ) પ્રગટે તો સ્ત્રી પોતાના પતી પાસે ન જતાં કોઇ બીજા પુરૂષ સાથે સંભોગ કરી પોતાની પ્રગટેલી કામાગ્ની શાંત કરી શકે છે આવા સુધરેલા અને કેળવાયલા સમયમાં શું કોઇ માણસ, એવું શિક્ષણ આપનાર ધર્મને આકાશી કિંવા પવિત્ર ધર્મ માની શકશે?

દેતી. પેલો માણસ પણ તેને કબુલ કર્યા વિના રહી શકતો નહીં. તે બાળકનું ખરચ ખુટણ અને પાલણ પોષણ તેનાજ માથે ચોટતું અને તે બાળક હલાલ ગણવામાં આવતું. ઉપરાંત જે સ્ત્રીઓના ઘરની આગળ તેણીઓ વેશ્યાઓ છે એવી નીશાની દાખલ વાવટાઓ હોતાં તેવી સ્ત્રીઓને ત્યાં પાંચ દસ માણસ ચાલ્યાં જતાં અને વારા ફરતી ભોગ કરતાં, પછી જ્યારે તેણી કાંઇ બાળકને જન્મ આપતી ત્યારે તેણી કોઇ મુખ્ય લક્ષણ વેત્તા ( કયાફાદાન ) ને બોલાવી તેને પુછતી કે આ કોનો છોકરો છે ? તે તેના લક્ષણ ઉપર વિચાર કરી જેનું નામ દેતો તેનો તે છોકરો સમજાતો અને આમાં લગારે અપકિર્તી ગણાતી નહીં.

તે સમયમાં ખ્રિસ્તીઓએ એવી રૂઢી ધારણ કરી હતી કે જે બુદ્ધિ અને કુદરતી કાનુન વિરૂધ્ધ છે એટલે તેઓમાંના ઘણાં ખરા કોઇ પણ સ્ત્રીને પરણુતા નહીં તેમજ ઘણી ખરી સ્ત્રીઓ પુરૂષો સાથે પરણુતી નહીં તેઓને કુવારાજ રહેવાનો બોધ આંપવામાં આવતો હતો અને તેનેજ નેકી સમજતા હતા.

જ્યારે આવી રીતે આખા જગતની સ્ત્રીઓની દયાજનક સ્થીતિ થઇ રહી હતી, જ્યારે સ્ત્રીઓને એક ગુલામ સમાન ગણુવામાં આવતી હતી, જ્યારે સ્ત્રીઓ માટે નિકાહ ( લગ્નગાંઠ ) ઇત્યાદીના કાનુનો ન હતાં, જ્યારે તેણીઓનો કોઇ પણ પ્રકારનો હક રાખવામાં આવ્યો ન હતો, જ્યારે તેણીઓ ઘરનાં બકરાં અથવા બીજાં ઢોર ઢાંખર સમાન લેખવામાં આવતી હતી, ત્યારે આખા જગતને તારનાર અને રહેમતલલિલ આલમીન ( જગતો માટે કૃપા ) હઝરત મોહમ્મદ સલ૦ એ પ્રગટ થઇ સ્ત્રીઓને તેમજ પુરૂષોને ઉપર વર્ણવેલી સર્વે ખરાબીઓમાંથી મુક્ત કર્યાં. તેઓએ લોકોને એવી સરસ રીતે શીખવી કે જે બુદ્ધિ અને કુદરતી કાનુન અનુસર હતી. તેઓએ લોકોના નિર્જીવ ખોળીયામાં સદાચારનો આત્મા ફુંકી દીધો અને સ્ત્રી તથા પુરૂષને જોડાવા માટે નિકાહ (લગ્નગાંઠ) ભણવા જરૂરી ઠરાવ્યાં અને એશીયાટિક બધી પ્રજાઓ અને મુખ્યત્વે કરીને યહુદીઓમાં એ જે રીત પ્રચલિત હતી. કે જે માણસ જેને પરણુવા ચાહતો તેના બાપને એક અમુક રકમ આપતો એટલે તેની પુત્રી તેની પત્નિ થઇ જતી, જે એક પ્રકારના વ્યાપાર સમાન હતું તેનો તદ્દન નાશ કરી દીધો અને નિકાહને એક એવો કરાર ઠરાવ્યો, કે જે પરણુનાર

જોડા એટલે સ્ત્રી અને પુરૂષની પુર્ણ મરજી વિના કદી થઇ સકે નહીં. જે પીતાઓ પોતાની પુત્રીઓને નાણાની ખાતર, જેઓ સાથે તેણીઓ પરણવા રાજી ન હોય, તેમની સાથે પરણાવી દેતાં તેનો આ નિકાહના કાનુનથી નાશ કરી નાંખ્યો, મુસલમાની શાસ્ત્ર મુજબ જ્યાં સુધી સ્ત્રી અને પુરૂષ બન્ને રાજી ન હોય ત્યાં સુધી લગ્ન ગાંઠથી બંધાઇ શકે નહીં. અને તે મહાન પયગમબરે મહેરની રકમને તેણીઓના બાપનો હક નહીં, પણ પરણનાર સ્ત્રીઓનો હક ઠરાવ્યો અને કેવી સ્ત્રીઓ સાથે નિકાહ કરવા જોઇએ અને કેવી સાથે નિકાહ ન કરવા જોઇએ, તેનું યથાસ્થિત વિવેચન કરી સમજાવી દીધું. **આ લગ્નના પરિણામનું સ્થાન** છે (એટલે જન્મ આપનાર છે,) તેથી તેણીને એક પુરૂષ પરણ્યા પછી બીજો પુરૂષ પરણવાની સખત મનાઇ કીધી. હા, જો તેણી અને પુરૂષ વચ્ચેની લગ્નની ગાંઠ તુટી જાય એટલે તલાક લે તો તલાક લીધાંની પછી ત્રણ હેઝ (રૂતુ પ્રાપ્તી) થી પવિત્ર થઇ રહે. ત્યાર બાદ તેણી બીજો પુરૂષ પરણી શકે. પણ જ્યાં સુધી એકના નિકાહમાં હોય ત્યાં સુધી તેણી બીજા પુરૂષને પરણી શકે નહીં અને આમ કર્યાથી તંદુરસ્તી અને મીરાસ Inheritance ના કાનુનોમાં અને વ્હેવારમાં જે મોહટો ખળભળાટ ઉત્પન્ન થતો અને કોનો છોકરો કોને સીર સોંપી દેવાતો, હકદાર રહી જતો અને નાહકદાર માલીક થઇ પડતો. તે સર્વે ખરાબીઓનો નાશ થયો, સ્ત્રીઓ સંતાન આપનાર છે, પરંતુ પુરૂષોની સ્થીતિ તેથી ઉલટી છે અને તેની સાથે કેટલાંક એવા વહેવાર સંબંધ ધરાવે છે કે જેની સાથે સ્ત્રીઓને કાંઇ સંબંધ હોતો નથી. તેથી કેટલીક ખાસ સ્થીતિમાં (જેમકે સ્ત્રી વાંઝ હોય અથવા તેણી સ્ત્રી તરીકેની ફરજો પુરી પાડી શકતી ન હોય) એક કરતાં વધારે સ્ત્રીઓ કરવાની રજા આપી. અને જેમ આપણે ઉપર વર્ણન કરી ગયાં તેમ આખા જગતમાં કોઇ સ્થળે કેટલી સ્ત્રીઓ કરવી તેની હદ ન હતી અને ગમે તેટલી માણસ પોતાની મરજી પડે તેટલી પાંચ પચીસ પરણતો તેને એક હદમાં લાવવા માટે વધુમાં વધુ ચારજ પરણી

શકાય અને તેથી વધારે નહીં એવી હદ બાંધી અને તેની સાથે અદાલત (ન્યાય) થી વર્તવાની એવી આજ્ઞા આપી કે માણુસ ચાલતાં સુધી એકજ પરણે. જેમકે કુરઆને મજીદ ફરમાવે છે કે:—

"તમે બે, ત્રણ, અથવા ચાર સ્ત્રીઓ પરણો પણ વધારે નહીં,
"પણ જો તમે સર્વની સાથે "અદલ" પુર્વક અને ન્યાય
"વર્તી ન શકો તો તમે માત્ર એકજ પરણો"

આ અદાલત (ન્યાય) ની એવી કઠણ શરત છે કે જે માણુસ તે પાળી શકે તેજ એક કરતાં વધુ ચાર સુધી પરણી શકે. જે માણુસ તે શરત પાળી ન શકે તે તો એકજ પરણે. જ્યારે અમે અરબસ્થાનમાં સ્ત્રીઓની જે સ્થીતિ હતી તેનો અને તેઓને પરણવાની કાંઇ હદ ન હતી, તેનો અને આ શિક્ષણે ઉત્પન્ન કીધેલાં અસરનો વિચાર કરીયે છીએ, ત્યારે અમને ખરેખર એમ લાગ્યા વિના રહેતું નથી કે આ રબ્બાની તાલીમ (ઇશ્વરી શિક્ષણ) વિના બીજાં કોઇની તાલીમ હોય એમ અસંભવિત છે. કહે છે કે **હજરત અલી અલ૦** પોતાની બે સ્ત્રીઓમાંથી એકના વારાને દીવસે, અદાલતનો ભોગ ન થવા પામે એ બીકથી બીજી સ્ત્રીને ત્યાં વઝુ તટિક પણ કરતા ન હતા અને મઆઝ બિન જબલ અનસારી કે જેઓ હઝરતના સહબી હતા, તેઓ જ્યારે તેઓની બંને સ્ત્રીઓ મરકીથી મરણ પામી, ત્યારે અદાલતનો ભંગ થવાને ભયે કુરઓ નાંખ્યા વિના એકને બીજીથી પેહલાં દફન કરવાની હીમ્મત ધરી શકયા નહીં. ખુદ **હજરત મોહમ્મદ સલ૦** જ્યારે ઘણા બીમાર હોતા ત્યારે જે સ્ત્રીને ઘેર જવાનો વારો હોતો તે સ્ત્રીને ઘેર સહાબીઓના આશરાથી જતા અને તે ઉપરાંત ખુદાની દરગાહમાં દોઆ ગુજારતા કે:—

"ખુદાવંદા, આ મારી વ્હેંચણી છે, જેમાં મારો અધિકાર છે,
"પણ જેમાં તારો અધિકાર હોય અને મારો ન હોય તેમાં તું
"મને ઠપકો ન આપતો."

જો તેથી ઉલટો નિર્દય કાનુન ઇસ્લામે આપ્યો હોત કે સ્ત્રી કોઇ રોગના કારણથી અથવા તેણી એવી સ્થીતિમાં હોય કે તેણીથી સંતાન થવાની આશા ન હોય અથવા તેણી સ્વભાવે ઘણી આકળી હોય અને

દરેક વખતે પોતાના ધણીને પીડતી હોય, તે વખતે તેનો ધણી તેને તલાક આપીને અથવા તેને રાખીને બીજી સ્ત્રી ન કરે, તો વહેવાર આચાર અને નીતિથી કેટલું ઉલટું થાત? આવી સઘળી બીનાઓને ધ્યાનમાં રાખીને ઇસલામના મહાન શિક્ષકે પ્રકૃતિ અનુસાર એક માણુસને, ન્યાયપુર્વક વર્તવાની શરત સાથે, એક કરતાં વધારે પણ અમુક હદ સુધી સ્ત્રીઓ પરણવાની છુટ આપી. આ સાથે એ પણ યાદ રાખવું જોઇએ કે જો પુરૂષ પોતાની સ્ત્રીના સર્વે લગનના હકો પુરા પાડી ન શકે તો તે સ્ત્રીને પણ ન્યાય પુર્વક તલાક ચાહવાની છુટ આપવામાં આવી છે.

જે માણુસે, મનુષ્યના સ્વભાવનો અને તેની વૃતિઓનો અભ્યાસ કર્યો છે તેઓ સમજી શકે છે કે વ્હેવારમાં જે જે બીનાઓની જરૂર હોય છે તેમાં પરણવું પણ છે અને તેના માટે કોઇ એવો કાનુન હોવો જોઇએ કે જે વ્હેવાર આચાર વિચાર અને પ્રકૃતિ અનુસાર હોય, નહીં તો તે કાનુનનો સ્થાપનાર મનુષ્ય સ્વભાવથી અજ્ઞાન હતો એમ કહી શકાય. ઇસ્લામના સ્થાપકે જે કાનુન સ્થાપ્યો છે તે મનુષ્ય સ્વભાવ અને વ્હેવાર અનુસારજ છે એમ અમે હીમ્મતથી કહી શકીયે છીએ. અને તે તેમની બુધ્ધિ, તેમનું પરવરદિગારની તરફ હોવું સિધ્ધ કરી આપે છે.

ખરૂં જોતાં તો તેણે, અદાલતની શરત લગાડી, માણુસ એકજ સ્ત્રી પરણી શકે એવી રજા આપી છે, પણ જ્યારે તેને બીજી પરણ્યા વિના ચાલે તેમ ન હોય ત્યારે તે અમુક હદ સુધી પરણે તે તદ્દન પ્રકૃતિ અને માણુસ સ્વભાવ અનુસાર છે ખરેખર તે મહાન પયગમબરે લગ્ન ઇત્યાદીના એવાં સુંદર નિયમો બાંધ્યા છે કે તે દરેક સમયને અને દરેક દેશને અનુકુળ આવે. તે નિયમો પ્રમાણે ચાલનારો જોઇએ તો ઉષ્ણ દેશમાં રહેનાર હોય કે શરદ દેશમાં, તેના ઉપર સરખોજ અસર કરે છે. **બૌધ્ધ ધર્મ** અને ખ્રિસ્તી ધર્મ લગ્ન કરવાની રજા આપે છે પરંતુ કુંવારા રહેવાને વધારે પસંદ કરે છે, અને તેને મોહટો સદગુણ ગણે છે. પણ તે માણુસની પ્રકૃતિ અને જગતના વ્હેવાર વિરૂધ્ધ કેટલે દરજ્જે છે તે સમજુઓ સારી પેઠે સમજી શકે છે. એજ નિયમને નીતિ સમજી સર્વે લોકો કુંવારાજ રહે અને પરણે નહીં તો સ્ત્રીઓ બિચારી ઢોર સમાન ઘેર ઘેર આથડતી નજરે પડે. અને આખા જગત મંડળનો થોડાંજ વખતમાં અંત આવે. ઇસલામની આ સર્વે લૈકિક લગ્ન કરવાની રૂઢીએ

અને શ્રીમંત વર્ગમાં એક કરતાં વધુ સ્ત્રીયો કરવાની રીતીએ, એ નીચ અને પતિત ધંધાનો કે જેના કરનારા લંડન, પેરીસ, વીયેના અને સેંટ પીટર્સબર્ગમાં નિત્ય સંખ્યાબંધ મળી આવે છે, મુસલમાની દેશમાં દુકાળ પાડયો છે.

"એંગ્લીકન ચર્ચ" ના કુલિન ધર્માધિકારી **કેનન ઇસાકે** ઇ. સ. ૧૮૮૭ ઓક્ટોબર માસની ૭ મી તારીખે વુલ્વરહેમ્પટનમાં મળેલી ચર્ચ કોનગ્રેસમાં જે બીના બોલવાની હીમ્મત ધરી હતી તે નીચે પ્રમાણે છે.

"એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાના કાંઇ પણ હદ વિનાના પરવાનાની મોહમ્મદ (સલ૦) એ હદ બાંધી. (એટલે માત્ર જો ન્યાય પુર્વક વર્તી શકાય તો ચાર કરતાં વધુ નહીં પરણવું) આ નિયમ હોવા છતાં પણ સુધરેલાં ઇસલામી દેશોમાં જેવાં કે યુરોપી તુર્કસ્થાન, અલજીર્સ અને ઇજીપ્તમાં જાણે કે આ કાનુન અપવાદ રૂપ છે, એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની રૂઢી તેની ખરાબીઓ સાથે સમતોલ ફાયદા ધરાવે છે. તે રૂઢીએ સ્ત્રી બાળ હત્યાનો નાશ કીધો છે, અને દરેક સ્ત્રીને એક કાયદેસર રક્ષક આપ્યો છે, એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની રૂઢીથી ઇસલામી દેશો નીચ પ્રતિત અને ભ્રષ્ટ ધંધાઓથી પવિત્ર છે અને તે માટે ખ્રિસ્તી ધર્મને ઇસલામીઓની એ રૂઢી કરતાં વધારે નીચું જોવાનું છે. સખત રીતે હદમાં રાખવામાં આવેલી એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની રૂઢી ખ્રિસ્તીઓના શહેરોમાં શ્રાપ રૂપે પ્રચલિત થએલી અને બરથારો (ધણીઓ) કરવાની રીત (Polyandry) (કે જેનાથી ઇસલામ તદન અજાણ્યું છે) કરતાં સ્ત્રીઓનું ઓછું માન ભ્રષ્ટ કરનાર અને પુરૂષોને ઓછું નુકસાન કરનાર છે. આ અનેક ભરથાર (શવહર-ધણી) કરવાની રીત વાળા ખ્રિસ્તીઓ, કોઇ પણ રીતે, એક કરતાં વધુ સ્ત્રીઓ કરનારાં મુસલમાનો તરફ પત્થર નાંખવાના એટલે મ્હેણાં મારવાના જરાએ હકદાર નથી. આપણે આપણા ભાઇઓની આંખોમાંનું કસ્તર કાઢવા જઇએ તે પેહલાં આપણે આપણી આંખોમાંનું કસ્તર કાઢવું જોઇએ ! !"

**મીસીઝ એની બીસેન્ટ** પોતાના ઇસલામ વિષે આપેલા લેકચરમાં કહે છે કે—" યુરોપ ખંડમાં એમ જાહેર કરવામાં આવ્યું છે કે ઇસલામ ધર્મ એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની રજા આપે છે. અને

સ્ત્રીઓના માનભંગ તરફ દોરે છે પણ જ્યારે **હઝરત મોહમ્મદ (સલ૦)** એ શિક્ષણ આપવાનો આરંભ કર્યો ત્યારે આખું અરબસ્થાન (ખરૂં જોતાં આખું આલમ) વ્યભિચાર અને ઇંદ્રીય વિષયમાં ડુબેલું હતું. ચારે તરફ લુચ્ચાઇ અને ઢોંગાઇનો પ્રસાર થઇ રહયો હતો. સ્ત્રીઓ કરવાની કાંઇ હદ બાકી રહી હતી નહી તેથી તે મહાન પયગમબરે અમુક હદ રહે તેટલા માટે સ્ત્રીઓ પરણવાની સીમા બાંધી અને દરેક પુરૂષ ચાર સ્ત્રીઓ પરણી શકે એવી રજા આપી. હજુ તે હદને વધારે સખત બાંધવા માટે તે સાથે એવી શરત મુકી કે "જ્યારે તમે બીજી સ્ત્રીની સાથે પહેલી સ્ત્રીની પેઠે પ્રીતી ભાવ અને સરખી રીતે (ન્યાય પુર્વક) હેત ભાવથી વરતી શકો ત્યારેજ બીજી સ્ત્રી પરણો" બીજાઓના ધર્મ અને ઇમાનમાં ભુલો કાઢવી એ ઘણી સ્હેલી વાત છે, પણ શું જ્યાં સુધી પશ્ચિમ દેશમાં છીનાળું અને વ્યભિચાર પ્રચલિત છે ત્યાં સુધી પશ્ચિમ વાશીઓ, પુર્વ વાશીઓની સખત રીતે હદમાં રાખવામાં આવેલી એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની રૂઢી સામે બોલવાની હીમ્મત ધરી શકશે? અહીં આ શું અને ત્યાં શું? વધારે સ્વચ્છ જીવન ગાળનારાઓમાં પણ હજુ સુધી પૃથ્વિ ઉપર (Monogamy) (એકજ પતિવ્રત) નથી. જ્યારે કાયદેસર (હલાલ) એકજ પતિ હોય છે અને નજરથી દુર ઘણી રાખેલી સ્ત્રીઓ હોય છે ત્યારે તે (Monogamy) કહેવાય નહીં. હું આવી રીતે બોલીને કોઇ ઉપર હુમલો કરવા ચાહતી નથી પણ એવો પ્રયત્ન કરૂં છું કે માણસે એક બીજાને ન્યાય આપવો જોઇયે."

વળી એ પણ યાદ રાખવું જોઇએ કે એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની રૂઢીનો ઘણો ખરો આધાર સ્ત્રીઓની સ્થીતિ ઉપર છે. કેટલીક વખત, સ્ત્રીઓને ભુખમરા અને દરિદ્રતામાંથી બચાવવા ખાતર પણ તે રૂઢીનો અમલ કરવો જરૂરી થઇ પડે છે. જો રીપોર્ટ સાચા હોય તો, પશ્ચિમ દેશોમાં જે ભયંકર અનીતિ પ્રચલિત છે તેનું મુળ કારણ દરિદ્રતા અને હિનતા છે.

અર્થાત **હઝરત મોહમ્મદ સલ૦** એ એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની રૂઢીને નવી દાખલ કીધી નથી. પરંતુ જેવી રીતે **હઝરત મુસા** અને **હઝરત ઇસાએ** પોતાના સમયમાં તે રૂઢીને ચાલતી જોઇ તે વિષે કાંઇ બોધ આપ્યો નહીં અથવા એક માણસ જે પચીસ પચીસ અને પચાસ પચાસ સ્ત્રીઓ કરતો તેને પણ એમને એમ ચાલવા દીધી તેવી રીતે **હઝરત મોહમ્મદ સલ૦** એ તેને ચાલવા ન દેતાં અદાલતનો કાનુન પાળી શકે તો ચાર સુધીજ કરી શકે એવી અનુપમ હદ બાંધી અને ખરૂં પુછો તો તે સમયની Polygamy ( પોલીગમી )ને Monogamy ( મોનોગમી ) બનાવી દીધી. અને તેની તરફેણમાં મોહટાં અંગ્રેજ લેખકો જેવાં કે **મી. જોન ડેવન પોર્ટ, મી. હેગીન્સ, મી. જોન મિલ્ટન, મી. થોમ્સ કારલાયલ, મી. બાસોથ સ્મીથ** ઇત્યાદી ઘણું સરસ લખી ગયાં છે. પરંતુ લંબાણ થઇ જવાના ભયથી તે સર્વેના મત અમે અહીં લખતા નથી.



# પ્રકરણ દશમું.

## તલાક.

મુસલમાનોના તલાક ( છુટા છેડા ) ના કાનુનો પ્રત્યે ખ્રિસ્તીઓ અભાવતા દર્શાવે છે અને ઇસ્લામી તલાક વિરૂદ્ધ ઘણું ખરૂં બોલે છે. આ માત્ર તેઓનો વિચાર કર્યા વિનાનો અભિપ્રાય છે. તલાક વિષેનો કુરઆનનો કાયદો બીજા સઘળાં ધર્મો કરતાં વધારે માણુસાઇ અને ન્યાય ભર્યો છે.

પ્રાચીન કાળની સર્વ પ્રજાઓમાં લગ્ન પછી તલાક આપવાનો નિયમ હસ્તી ધરાવતો હતો, અને તે કાનુન માત્ર પુરૂષોનોજ પક્ષ કરતો હતો એટલે પુરૂષો ચાહે તોજ તલાક આપી શકતા, પણ બીચારી સ્ત્રી જો કે તે ગમે તેવી ક્રુરતાથી વર્તવામાં આવે તો પણ તલાક માંગવાની હકદાર ન હતી.

Hebraic law ( હેબ્રીક લો ) પ્રમાણે પુરૂષ, જો તેને પોતાની પત્નિની કોઇ પણ વાત નાપસંદ આવે તો તલાક આપી શકતો હતો અને તે વિષે પુરૂષને કોઇ પણ પ્રકારનો બાધ ન હતો. દાખલા તરીકે જો સ્ત્રી રાંધવામાં કાંઇ કસુર કરે અને તે તેના ધણીને નાપસંદ પડે અને તલાક આપવા ચાહે તો તરત તલાક આપી શકતો.

પછીથી Shammaits (શેમેઇટસ) પ્રજાએ તલાકના કાનુનોમાં કાંઇ સુધારો કર્યો હતો, પણ Hillel (હિલ્લેલ) લોકો તે કાયદાનો અમલ પ્રથમની સખતાઇ પ્રમાણેજ કરતા.

જ્યારે **હઝરત મોહમ્મદ સલ૦** પ્રગટ થયાં ત્યારે યહુદીયોમાં અને અરબોમાં તે તલાકની ખરાબીઓ વાળા કાનુનો સામાન્ય રીતે પ્રચલીત હતા એટલે લોકો વાત વાતમાં પોતાની સ્ત્રીઓને તલાક આપી દેતાં.

Athenians (એથેનીયન) પ્રજામાં પણ બની ઈસરાઇલોની પેઠે તલાક આપવામાં કોઇ પ્રકારનો બાધ ન હતો.

Roman (રોમન)પ્રજામાં તલાક આપવાનો હક પ્રાચીન કાળથી જાયઝ ગણવામાં આવતો હતો. રોમન પ્રજાના વખાણનારાઓ એમ કહે છે કે તેઓએ પોતાના શહેરની સ્થાપના કીધી તેની બાદ પાંચસો વર્ષ સુધી જાયઝ કાનુન ઉપર અમલ કર્યો નહીં. પણ તેઓનું તે ઉપર અમલ ન કરવાનું કારણ, તેઓ બીજી પ્રજાઓ કરતાં ઉત્તમ અથવા અનુકરણ જોગ હતા એમ નથી, પરતુ તેઓ પોતાની સ્ત્રીઓને, તેણીઓના, ઝેર દેવાના, દારૂ પીવાના અથવા કોઇ તરકટી છોકરાને વારસામાં જગ્યા આપવાના વાંક માટે મારી નાંખી શકતા હતા, તે તે કાનુન ઉપર અમલ ન કરવાનું કારણ હતું તેઓમાં સ્ત્રીઓ તલાક માંગી શકે એવો કાનુન હતો નહીં. જો કદાચ તેણી તલાક ચાહવાનું સાહસ કરતી તો તેનું તે સાહસ તેણીને શિક્ષા પાત્ર બનાવી દેતું.

ખ્રિસ્તી ધર્મના લોકો, જ્યાં સુધી સ્ત્રી વ્યભિચાર ( ઝીના )ની દોષીત થાય નહીં ત્યાં સુધી તેણીને તલાક આપવી ના જાયઝ ગણે છે, અને તેથાજ તેઓ ઇસમામીઓના તલાક આપવાના કાનુનને વખોડે છે અને તેને સ્ત્રીઓ ઉપર જુલમ સમાન ગણે છે. હઝરત ઇસાએ તલાકના સબંધમાં જે શબ્દો ફરમાવ્યાં છે, તે મોઘમ છે અને તેની તાવીલ કરનારો દરેક રીતે તાવીલ કરી શકે છે. **હઝરત ઇસાએ** જે ફરમાવ્યું છે કે What God has joined let not man put asunder ( જે કાંઇ ખુદાએ જોડયું છે, તે માણસને જુદું પાડવા દો નહીં. ) તે માણસ તદન નૈતિક ભ્રષ્ટતામાં પડવા ન પામે એટલાજ માટે ફરમાવ્યું છે **મી. બાસોર્થ સ્મીથ સાહેબ** લખે છે કે—" ખુદ હઝરત ઇસાએ નવમી આયતમાં વ્યભિચાર (ઝીના)ના કારણથી તલાકની રજા આપી છે આગળ ચાલતાં લખે કે " પણ પુર્વેની ભાષાઓ પ્રમાણે એ શબ્દથી કે જેનો તરજુમો "વ્યભિચાર" કરવામાં આવ્યો છે. તેનો ભાવાર્થ વ્યભિચાર થતો નથી, પરંતુ અથવા તો તેના એ અર્થ છે કે જે નાપાક વસ્તુ કહેવામાં આવી છે, અથવા એવી વસ્તુનું ન હોવું છે, કે જે સ્ત્રીમાં હોવીજ જોઇએ, જે કિતાબે ઇસ્તીસ્નાના ચોવીસમા પ્રકરણમાં વર્ણવેલ છે

ખ્રિસ્તીઓ તે શબ્દના અર્થ વ્યભિચાર કરે છે તે અર્થ આપણે ખરો માનીએ તો નિશઃસય તે એક એવી આજ્ઞા છે કે મનુષ્ય જાતી સહન કરી શકે નહીં એટલુંજ નહીં પણ પુરૂષ અને સ્ત્રીને એક

મહા મોહટી પીડા અને આફતમાં નાંખનાર હોવા ઉપરાંત માનસિક સ્વભાવ તથા પ્રકૃતિ વિરૂદ્ધ છે શું એક માણસની સ્ત્રી જે તેને હમેશાં કંદડતી હોય. ભુડું બોલતી હોય, તેણીએ પતી પ્રત્યેની જે ફરજો અદા કરવી જોઇએ તે ફરજો અદા ન કરતી હોય, બચ્ચા બાળાની યથાસ્થિત પરવરીશ ન કરતી હોય, અર્થાત ટુંકમાં કહેતાં પુરેપુરી ચુડેલ કુંભારજા અથવા કર્કશી હોય, પરંતુ વ્યભિચારણી ન હોય તેવી સ્ત્રી સાથે તે માણસને આખું જીવન ગાળવું નર્ક સમાન નહીં થઇ પડે? શું તે અને તેનાં બાળકો સુખી જીવન ગાળી શકશે? આવા વખતે તે શું કરશે? વ્યભિચારની દોષિત ન થાય ત્યાં સુધી તો તેને તલાક આપી શકશે નહીં તેના સર્વે ઘરના અથવા બહારના કારભારમાં અવ્યવસ્થા ઉત્પન્ન થશે અને કદાચ ઇસુ ખ્રિસ્તની આજ્ઞા નહીં પાળવાના પ્રયત્નો કરતાં ચુકશે નહી. તો એ ઉપરથી સિદ્ધ થાય છે કે એ આજ્ઞા માણસના સ્વભાવ વિરૂદ્ધ છે. અને જે આજ્ઞા માનસિક સ્વભાવ વિરૂદ્ધ હોય અને માણુસ જે કાંઇ કરી શક્તો ન હોય તે તેને કરવાની ફરજ પાડવામાં આવે તે આકાશી ધર્મ ગણાયજ નહીં. એતો માત્ર **હઝરત મોહમ્મદ સલ૦**નોજ ધર્મ માનસિક સ્વભાવ અનુસાર અને જે કાંઇ માણુસ સ્હેલાઇથી પવિત્રતા પુર્વક બજાવી લાવી શકે એવી આજ્ઞા આપનારો છે. તે ધર્મે આ તલ્લાકનો નિયમ એવી તો ખુબીથી બાંધ્યો છે કે ન સ્ત્રીને દુઃખ પોંહચે અને ન પુરૂષને બન્ને પોતાનું જીવન સુખ શાંતીથી ગાળી શકે, અને તે ઉપરાંતની ખુબીઓથી એ સિદ્ધ થાય છે કે તે નિયમ માણુસ જાતીનો બાંધેલો નહીં પણ એનો છે કે જે માણસનો સ્વભાવ ઉત્પન્ન કરનાર છે.

**હઝરત મોહમ્મદ સલ૦**ની શરીઅત ( ધર્મ ) જ્યારે પત્નિમાં કુસંપ અને કંકાશ એટલો વધી પડે કે તે બંને જણ જુદાં થાય તે વિના બીજો કાંઇ ઉપાય ન હોય ત્યારે તલ્લાકની આજ્ઞા આપે છે. અને આ કુસંપ અને કંકાશ જુદા પાડવા જેટલે દરજ્જે પહોંચ્યો છે કે નહીં તે પતી અને પત્નિ વિના બીજું કોઇ જાણી શકતું નથી, આ ધર્મે તેનો નિવેડો તેમની પીછાણ અને સ્વભાવ ઉપરજ મુકી દીધો છે. અને તેનો નિવેડો લાવવા માટે કોઇ જડજ કે જુરી ન ઠરાવતાં તેમનાં ( પતી પત્નિ) અંતઃકરણોનેજ જુરી અથવા જડજ ઠરાવ્યાં છે. જ્યાં સુધી માણુસ માણસાઇના ખોળીઆમાં રહેશે, ત્યાં સુધીમાં તેને જે જે જરૂરતો પડશે, તે

સર્વે જરૂરતો આ મહાન ધર્મે પુરી પાડી છે અને તે કરવામાં તે માણસના સ્વભાવ વિરૂદ્ધ ગયો નથી. તેમજ તેનાથી બની શકે નહીં, તેવી ફરજો તેને નાંખી નથી.

આટલું બધું છતાં તેણે તલાકને એક ઘણુંજ ખરાબ કામ દર્શાવ્યું છે અને ચાલતાં સુધી તલાક નજ આપવી એવો બોધ કર્યો છે જેમકે નીચેની હદીસો ઉપરથી જણાશે.

"નિકાહ કરો, અને કદી તલાક ન આપો કેમકે તલાકથી અર્શે
"ઇલાહી (ઇશ્વરની ગાદી) ધ્રુજે છે."

"પૃથ્વિના પરદા ઉપર ખુદાએ કોઇ એવી વસ્તુ ઉત્પન્ન કીધી
"નથી કે જે તેને ગુલામને મુક્ત કરવા કરતાં વધારે વ્હાલી
"હોય અને પૃથ્વિની સપાટી ઉપર કોઇ વસ્તુ પેદા કીધી નથી
"કે જે તેને તલાક કરતાં વધારે ના પસંદ હોય."

"મુબાહ* વસ્તુઓમાં ખુદાને સર્વથી વધારે નાપસંદ વસ્તુ
"તલાક છે."

પ્રથમના ધર્મોમાં અને નેશનોમાં પુરૂષને તલાક આપવાનો હક હતો અને સ્ત્રીને હક નહતો તેથી ઇસલામ ધર્મે સ્ત્રીઓને પણ ઘણીજ સખત જરૂરતોના પ્રસંગે સ્ત્રીને પણ તલાક માંગવાનો હક આપ્યો છે અને તેથી તેઓને બોધ કરવા ફરમાવ્યું છે.

"જે સ્ત્રી પોતાના ધણી પાસે સખતમાં સખત જરૂરત અને
"સ્થીતિ વિના તલાક માંગે તેના પર સ્વર્ગ (જીન્નત)ની ખુશબો
"(સુગંધ) હરામ છે એટલે તે સ્વર્ગમાં જશે નહીં."

કુસંપ અને મનમાં કપટ રાખવું સખતમાં સખત ગુનાહ અને ઇમાન વિરૂદ્ધ છે તેથી એ સ્ત્રીઓ કે જેણીઓ પોતાના ધણીઓથી જુદી રહેતીઓ અને 'ખલઅ†'ની મારફતથી અલગ રહેવા ચાહતીઓ તેણીઓ માટે ફરમાવ્યું કે—

---

* જેની રજા આપવામાં આવી હોય.

† સ્ત્રી પોતાના પતી પાસેથી તલાક લેવા માટે પોતાની મિલકતમાંથી તેને કંઇ આપી તલાક લે તેને "ખલઅ" કહે છે.

" ધણીઓથી અલગ રહેનારીઓ અને 'ખલઅ' ચાહનારીઓજ
" મુનાફિકા (કપટી) છે."

એક વખતે આપે એક સ્ત્રીનો એક પુરૂષ સાથે નિકાહ કરાવી આપ્યો, થોડાં દીવસ પછી તે સ્ત્રી પોતાના ધણીની કેટલીક નાપસંદ વાતોની ફરિયાદ કરવા હઝરતની સેવામાં આવી તો તેને શીખામણ આપવા ફરમાવ્યું કે—

" કદાચ તું 'ખલઅ' કરાવવા ચાહે છે (તો તારે સમજવું
" જોઇએ કે એમ કરવાથી) તું ખુદાની પાસે ગધેડાના મુરદારથી
" પણ વધારે ખરાબ બનીશ."

એક વખતે હઝરતને ખબર આપવામાં આવી કે એક માણસે કુરઆનની આજ્ઞા વિરૂદ્ધ પોતાની સ્ત્રીને ત્રણ વાર તલાક આપી, આપ ક્રોધાયમાન થઇ એકદમ ઉભા થઇ ગયા અને બોલ્યા કે—

" જ્યારે હું તમારામાં હાજર છું ત્યારે શું મહાન ખુદાની કિતાબને
" લોકો રમકડું સમજ્યાં છે?"

તરતજ એક માણસ ઉભો થયો અને હાથ જોડી અરજ કરવા લાગ્યો કે યા હઝરત શું હું તે માણસને કતલ ન કરી નાંખું? તે માણસ હઝરતના ક્રોધાયમાન થવાથી એમ સમજ્યો કે તેણે કતલ થવા જોગ કામ કર્યું છે.

તો જે મહાન પયગમ્બરે લોકોને આવા શિક્ષણ આપ્યા હોય અને એવી વાતોનો બોધ કર્યો હોય કે જેને પાળવું જરાએ અઘરૂં કે પ્રકૃતિ વિરૂદ્ધ હોય તે મહાન પયગમ્બર સિવાય બીજા કોનો ધર્મ ચઢીયાતો અને પુર્ણ થઇ શકે છે?

અરબસ્થાનના અજ્ઞાનો વારંવાર તલાકો આપતા અને વારંવાર પાછા તેણીઓને પોતાની સ્ત્રી તરીકે સ્વીકારી લેતાં. આ દુષ્ટ રીવાજને રોકવા માટે તલાક પછી સ્ત્રી જે મુદતમાં પાછી લેવાઇ શકે તેને બે તલાકોની મુદત ઠરાવી અને તલાક આપ્યા પછી તેણીને ત્રણ હેઝ (રૂતુ પ્રાપ્તી)થી પવિત્ર થઇ રહે ત્યાં સુધી પોતાના ઘરમાં રાખવાનો હુકમ આપ્યો, અને સ્ત્રીને તે દરમીયાનમાં શ્રણગારથી અને સારી વર્તણુંકથી વર્તવાનો હુકમ

આપ્યો. જો એ મુદતમાં તેનો ધણી તેના શ્રણગાર ઉપર મોહિત થઇ અથવા તેને જે વાત પસંદ ન હતી, તે તેમાં સુધરેલી જોઇ તેને પાછી રાખવા ચાહે તો તેણીને પાછો સ્વીકારી શકે. આવી રીતે તે બે તલાકો સુધી પોતાની તલાક આપેલી સ્ત્રીને સ્ત્રી તરીકે પાછી લઇ શકે છે, પણ જ્યારે તેણે ત્રીજી તલાક આપી દીધી, ત્યારે તેણીને તેનો ધણી પાછી સ્વીકારી શકતો નથી. તેણે પોતાની ઇદ્દતની મુદ્દત પુરી કરી જ્યાં સુધી બીજા કોઇ પુરૂષ સાથે પરણે નહીં. અને તેની પાસેથી તલાક લઇ પાછી ઇદ્દતમાં બેસી ઇદ્દતની મુદ્દત પુર્ણ કરે નહીં ત્યાં સુધી તે પોતાના પહેલાં ધણી સાથે વળી લગ્ન ગાંઠથી બંધાઇ શકે નહીં. પહેલી બીજી તલાક પછી ત્રણ હેઝથી પવિત્ર થઇ રહે. ત્યાં સુધી તેણીને પોતાના ઘરમાં રાખવાની આજ્ઞા, તેને તેનો ગર્ભ છે, કે નહીં. એ સાબીતી માટે અને એટલા બધા વખત સુધી સાથે રહેવાથી તેઓ સલાહ કરી લે, એવા ઉમદા હેતૂથી કદાચ આપવામાં આવી છે. અને વારંવાર તલાકો આપવાની ટેવ નાશ પામે, અથવા તે સ્ત્રી પ્રત્યેના ક્રોધને વશમાં રાખે અને ફરીથી એવો ખો ભુલી જાય અને વારે વારે તલાક આપવાનું નામ લે નહીં. તે ખાતર ત્રીજી તલાક પછી જ્યાં સુધી તેણી બીજાને પરણી તેની પાસેથી તલાક લે નહીં ત્યાં સુધી પેહેલો ધણી તેણીને પોતાની સ્ત્રી તરીકે સ્વીકારી ન શકે એ હેતૂથી કદાચ એ આજ્ઞા, આપવામાં આવી છે જ્યારે સ્ત્રીને અટકાવ ( હેઝ ) આવેલો હોય ત્યારે તલાક આપવાની મનાઇ કીધેલી છે. તલાક આપેલી સ્ત્રીને તેની સર્વે મેહેર આપી દેવાનો હુકમ ફરમાવ્યો છે. હા, જો સ્ત્રી રાજી ખુશીથી પોતાની મહેર મુકી દઇ તલાક લેતો હરકત નહીં.

તલાકોની બુરાઇઓ દુર કરવા માટે **હઝરત મોહમ્મદ સલ૦** ની શરીયતે એવાં તો સરસ કાનુનો બાંધ્યાં છે કે તેવાં ઉમદા કાનુનો બીજા ધર્મોમાં નથી. **મી. સેડીલોટ** કે જેઓ કરતાં વધારે સારી રીતે બીજા કોઇ યુરોપીયન લેખકે **હઝરત મોહમ્મદ સલ૦** ના કાનુનોનું પ્રથક્કરણ કીધું નથી તેઓ એ વિષય ઉપર નીચલો ફકરો લખે છે.

" તલાકની રજા આપવામાં આવી પરંતુ તેની સાથે એવી કેદો (પ્રતીબંધ લગાડી દીધી કે જેનાથી તલાક જે ઉતાવળમાં અને પકકો નિશ્ચય કર્યો વિના આપવામાં આવી હોય તેનું દુટવું જાયઝ થઇ ગયું.

પુર્ણ તલાક ( કે જે તુટી ન શકે ) એના ઉપર આધાર રાખતી કે એક એક મહીનાના આંતરે ત્રણ વાર તલાકનો સેગો ભણવામાં આવે અથવા તલાકની જાહેર ખબર કરવામાં આવે. ”

જહાલતના સમયમાં અરબો પોતાની સ્ત્રી ઉપર ક્રોધાયમાન થઇ એમ કહેતાં કે “ તારી પીઠ મારી ઉપર એ માણસની માની પીઠ પેઠે હરામ છે ” અને આથી તેઓમાં તલાક થઇ જતી. આ બાબત ને રોકી દેવા માટે અને તેમાં સુધારો કરવા માટે મોહમ્મદી શરીઅતે હુકમ આપ્યો કે અગર આમ બોલવા પછી કોઇ માણસ પોતાની સ્ત્રીને પાછી લેવા ચાહે તો લઇ શકે છે પણ તેણે કફ્ફારા (બદલા)માં એક ગુલામ મુક્ત કરવાનો અને એ ન થઇ શકે તો, એક પછી એક સાઠ રોઝા રાખવાનો અને તેની પણ શક્તિ ન હોય તો સાઠ મોહતાજ અને ગરીબોને ખાણું ખવરાવવાનો હુકમ આપ્યો.

એ લોકો કે જેઓ એમ કહે છે કે ઇસલામે તલાકની પરવાનગી આપીને વ્હેવાર અને સદાચાર વિચારને મોહટું નુકશાન પહોંચાડયું છે તેઓ કેટલાં નાદાન અને અજ્ઞાન છે ? ઇસલામે જે કાંઇ કર્યું છે તે એ છે કે તેણે બનતાં સુધી તલાકને અને તેની બુરાઇઓને મટાડી દીધી છે, તેણે તે રીવાજ જારી કર્યો નથી પણ આખા જગતમાં તલાકનો રીવાજ જે સખતાઇ ભર્યો હતો અને માણસની બુધ્ધિ તેમજ પ્રકૃતિ વિરૂધ્ધ હતો તેમાં સુધારો કર્યો છે અને તલાકમાં સ્ત્રીઓ તથા પુરૂષોને ન્યાય પુર્વક સરખાં હકો આપ્યાં છે. જો તે ધર્મને માનનારાઓ તેની આજ્ઞાઓ પ્રમાણે ન ચાલતાં હોય તો તેથી ધર્મ ઉપર નામોશી આવી શકતી નથી પરંતુ તે નામોશી તેના નાલાયક પેરવો (અનુયાયી) ઉપરજ છે.

આ મહાન ઇસલામ ધર્મે એ જંગલી અને નિર્લજતા ભરી રીત કે પુત્ર પોતાના પિતાના મૃત્યુ પછી પોતાની સાવકી માને વારસામાં આવેલી ગણી તેને પોતાના તાબામાં કરી લે તો હતો તેની સખત મનાઇકીધી જેમકે—

“ હે ! એ લોકો કે જેઓ ઇમાન લાવ્યા છો, વારસામાં પિતાની
“ સ્ત્રીઓને બળાત્કારથી પોતાની સ્ત્રી બનાવી લેવી તમને
“ જાયઝ નથી. ’

" જેઓ સાથે તમારા પિતાઓએ નિકાહ કીધાં હોય તેણીઓ
" સાથે તમે નિકાહ કરો નહીં, પણ જે કાંઇકે થયું તે
" થઇ ગયું. "

" ખરેખર તે એક નિર્લજતા અને પસંદ નહીં કરવામાં આવેલો
" ખોટો માર્ગ. "

અને તે વિષે **સર વિલિયમ મેયર** લખે છે કે " આપે (હઝરત મોહમ્મદ સલ્લ૦એ ) સ્ત્રીઓને એક સખત અને દુ:ખદાયક પીડા (દુષ્ટતા) માંથી મુક્ત કરાવી, જે પીડા એ હતી કે પુત્ર પિતાની સ્ત્રીઓનો વારસ થયો હતો. "

તે મહાન ઇસલામે પુરૂષોને પોતાની સ્ત્રીઓ સાથે પ્રીતી રાખવાની, તેઓને માન આપવાની, તેઓની સાથે સારી રીતે વર્તવાની અને તેણીઓના આકળા સ્વભાવને સહન કરવાની આજ્ઞા આપી જેમકે ફરમાવ્યું-

" જે માણસ પોતાની સ્ત્રીની એક ના પસંદ વાતને સહન કરે
" છે " તેને ખુદા દોઝખની અગ્નિથી મુક્ત કરે છે અને તેના
" માટે જન્નતને વાજીબ કરી દે છે, અને તેના માટે બે લાખ
" નેકીઓ લખા દેછે અને તેની બે લાખ બુરાઇઓ મટાડી દેછે
" અને તેના બે લાખ દરજ્જા ઉંચા કરી દેછે, અને તેના શરીરના
" વાળની ગણત્રીના પ્રમાણમાં એક એક વર્ષની ઇબાદતનો સવાબ
" લખી દેછે. "

(મકારમુલ અખલાક )

અને એક વખતે એમ ફરમાવ્યું—

" ખબરદાર થાઓ ? જે માણસ સ્ત્રીની કુટેવો ( બદ ખસલત )
" ઉપર સબ્ર કરે છે ( ધીરજ ધરે છે ) અને તેને ખુદાની પાસે
" સવાબનું કામ ગણે છે, તેને ખુદા શુક્ર કરનારાઓ ( પાડ
" માનનારાઓ ) નો સવાબ ( પુન્ય ) એનાયત કરે છે. "

અને સ્ત્રીઓને પોતાના પુરૂષોની સેવા કરવાનો, તેઓની સાથે પ્રીતિ રાખવાનો, તેઓ પ્રત્યે વફાદાર રહેવાનો અને તેઓની સાથે વિવેક પુર્વક વર્તવાનો હુકમ આપ્યો.

" જે સ્ત્રી પોતાની ભુંડી જીભ વડે પોતાના પતી (ધણીને) સંતાપે
" તેની કોઇપણ ઇબાદત ખુદા કબુલ કરતો નથી, જોઇએ તો તે
" ફરઝ હોય કે મુસ્તહબ; ( અને નથી કબુલ કરતો ) તેના
" કૃત્યો માની કોઇ પણ નેકીને એટલે સુધી કે તેણી તેનું
" (ધણીનું મન ન મનાવે જો કે તે દીવસે રોઝા (ઉપવાસ) રાખતી
" હોય અને રાત્રીને ઇબાદતમાં પસાર કરતી હોય, અને લોંડી
" અને ગુલામોને મુક્ત કરતી હોય, અને ખુદાની .રાહ (માર્ગ)માં
" જહાદ કરવા માટે લોકોને સારા સારા ઘોડાઓ ઉપર અસ્વાર
" કરી મોકલતી હોય, તો પણ તેણી દોઝખમાં પ્રથમ જનારાઓ-
" માંથી હશે; અને એવીજ રીતે પુરૂષ પણ કે જ્યારે સ્ત્રી ઉપર
" જુલમ કરતો હોય " ( એટલે તેના હકો વાજીબ રીતે અદા
" કરતો ન હોય )

એક વખત તે મહાન પયગમબરે (જાનમ ફિદાયશ ભરી સભા વચ્ચે ફરમાવ્યું કે—

" હે લોકો ! તમારી સ્ત્રીઓ ઉપર તમારાં હક છે, અને તમારી
"સ્ત્રીઓના તમારા ઉપર હક છે, તમારો તેણીઓ ઉપર એ હક છે કે
" તેણીઓ એવા માણસને પોતાની પથારીએ આવવા દે નહી જેને તમે
" બુરૂ જાણતા હો, (એટલે કોઇ પારકા પુરૂષને પોતાની પાસે આવવા
" દે નહીં ) અને તેઓ ઉપર એ પણ વાજીબ છે કે તેણીઓ કોઇ
" ખુલ્લું નિર્લજતા ભર્યું કૃત્ય કરે નહીં: પછી તેણીઓ જો કાંઇ
" ન ગમે તેવું કૃત્ય કરે તો નિશંસય ખુદાએ તમને તેણીઓ પાસે
" સુઇ ન રહેવાની રજા આપી છે, અને એ પણ ( રજા આપી
" છે ) કે તેમને ( શીખામણ દેવા ) નહી જેવો માર મારો, પછી
" જો તેણીઓ પોતાના નાપસંદ કૃત્ય મુકી દે, તો તેણીઓના
" તમારા ઉપર એ હક છે કે ખાણું અને પીણું તમારી પાસેથી
" વાજીબ રીતે લે; અને તમારે તમારી સ્ત્રીઓ સાથે વધારે સારી

" રીતે વર્તવું જોઇએ કેમકે તેણીઓ તમારે વશ છે અને પોતા
" માટે કાંઇ કરી શકતી નથી, અને ખરેખર તમે માત્ર ખુદાની
" જામીનગીરીથી તેણીઓને પોતાના કબજામાં લીધી છે અને
" ખુદાના એહકામ ( આજ્ઞાઓ ) થી તેણીઓને પોતાના ઉપર
" હલાલ કીધી છે "

( સીરતે ઇબ્ને હસ્શામ )

અને પતી પત્નિ વચ્ચે જે સંપ પ્રીતી, માયા, અને મમતા હોવી જોઇએ તેને નીચલા વાકયમાં સમાવી દીધી છે.

" સ્ત્રીઓ તમારો પોશાક છે અને તમે તેણીઓનો પોશાક છો. "

એટલે જેવી રીતે માણસ પોતાના પોશાકને દૂર કરી શકતો નથી તેવી રીતે સ્ત્રીઓ પણ પુરૂષથી દુર થઇ શકતી નથી અને એવીજ રીતે પુરૂષો પણ સ્ત્રીઓથી દુર થઇ શકતા નથી. અને તે બંને જાતીના સરખાંજ હકો છે, માત્ર પેદાયશના તફાવત વિના સ્ત્રીઓ પુરૂષોના સરખાં દરજ્જા છે જેમકે ફરમાવ્યું.

" સ્ત્રીઓના ( પુરૂષો ઉપર ) એવાંજ હક છે કે જેવા કે ( પુરૂ-
" ષોને ) તેમના ઉપર છે જાણેલી રીતે અને પુરૂષોને તેણીઓ
" ઉપર વડાઇ ( ફઝીલત ) છે ( પેદાયશની રૂએ )

વાંચકો ? ઇસલામે સ્ત્રીઓને જે હકો આપ્યા છે તેઓને માન આપવાની અને તેઓને પુરૂષો સમાન ગણવાની જે આજ્ઞાઓ આપી છે તેનો **હઝરત મુસા અલ૦** એ સ્ત્રીઓ માટે જે કાનુનો મુકયા હતા અથવા દેશની રીતી પ્રમાણે બહાલ રાખ્યા હતા તેનો મુકાબલો કરી જુઓ અથવા એ વિચારોની સાથે મુકાબલો કરી જુઓ કે જ્યારે **હઝરત ઇસા અલ૦** ની માતા **મરયમ અલ૦** ની મુર્તી દેવળોમાં પુજા કરવામાં આવતી હતી ત્યારે ખ્રિસ્તી પાદરીઓએ જાહેર કર્યાં હતા, જેનો નમુનો એ પુસ્તક છે

કે જે ટરટુલીયને ( Tertullian ) સ્ત્રીઓની ખરાબીમાં લખ્યું હતું જેમાં તેણે સ્ત્રીઓને **"શયતાનનો દરવાજો મનાઇ કરેલા ઝાડનું સીલ તોડનાર ઐશ્વરી કાનુનને તજી દેનાર ઇશ્વરની પ્રતિમા ( માણસ ) નો નાશ કરનાર"** એવી ઉપમાઓ આપી હતી અને તેણે જણાવ્યું હતું કે " સ્ત્રીઓમાં તેણે પરહેજગારી શોધી પરંતુ તેને મળી નહી " અને ક્રીસોસ્ટમ ( Chrysostom ) કે જે મોહટો મહાત્મા માનવામાં આવતો હતો તેણે ખ્રીસ્તી પાદરીઓનો સ્ત્રીઓ વિષેનો અભિપ્રાય એમ જાહેર કીધો હતો કે " સ્ત્રી એક એવી બલા છે કે તેનાથી નાસવું અસંભવિત છે, તેણી કુદરતી લાલચ, એક કામ્ય (ઇચ્છાજોગ) સંકટ ખાનગી ભય, ઘાતકી જાદુ અને રંગીન બલા* છે.

સ્ત્રીઓથી સંસાર ચાલે છે તેણીઓજ બાળકોને જન્મ આપે છે, તેણીઓનાજ પ્રતાપે આજે અમે અને તમે છીએ તેઓ માટે શું ઇસલામે આવાં શબ્દ દર્શાવ્યાં છે ? ? નહી નહી તેણે ખ્રિસ્તીઓથી ઉલટાં તેમને માતાઓ સમાન માન આપવાની આજ્ઞા આપી છે અને ફરમાવી દીધું છે કે—

" સ્વર્ગ તમારી માતાઓના પગ નીચે છે "

આપણે દુન્યાના મોહટા કેળવાયલાં અને સુધરેલાં દેશ ગ્રેટબ્રીટનના સ્ત્રીઓ વિષેના કાયદાઓનું અવલોકન કરીશું, તેઓમાં લગ્ન પછી સ્ત્રીઓનું કાંઇ વજુદજ રહેતું નથી જેમકે તેણી પોતાના નામથી કોઇ કરાર નામું કે દસ્તાવેજ કરી શકતી નથી તેની અંગત મિલકત જે તેણીએ લગ્ન પેહલાં કમાવેલી હોય, તે લગ્ન પછી તેના ધણીની થઇ જાય છે તેણીને પોતાના નામથી અથવા પોતા માટે જરૂરતનો સરસામાન ખરીદવાનો અથવા મંગાવવાનો અધિકાર નથી જો કે ધણી ઉપર વહુનું પોષણ વાજીબ છે પણ ટંટા ફીસાદના સમયે તેનો સ્પષ્ટ રીતે અમલ કરાવવા માટેનું કાંઇ સાધન નથી તેમજ તેણીને રોટી કપડાની ફરિયાદ કરવાનો હક નથી. પેટા ભાગ તરીકે કેટલીક રીતો કાઢી છે સ્ત્રી પોતાના ધણીથી ગમે તેટલો સમય જુદી રહે અને તે મુદતમાં જે કાંઇ કમાય તે ધણીની મિલકત થઇ જાય છે અને જો તેણીએ પ્રથમથી કાંઇ બંદોબસ્ત કરી

* સ્પીરીટ ઓફ ઇસલામ.

રાખ્યો ન હોય તો જે માલમિલકત તેણી જુદી રહેવાના સમયમાં કમાઇ હોય તેમાંથી તેના ધણીના લેણદારો પોતાનું લેહણું વસુલ કરી શકે છે.*

પરંતુ ઇસલામ ધર્મના કાનુનો એવાં નથી. મુસલમાની શાસ્ત્ર પ્રમાણે કોઇ પણ બાલિગ સ્ત્રી તેણીના મનની ઇચ્છા કે અંગીકાર વિના પરણાવી શકાય નહી, તેણી મુસલમાનોમાંના જેની સાથે પરણવા ઇચ્છતી હોય તેની સાથે પરણી શકે છે અને તેમાં તેને મોહટો સુલતાન પણ રોકી શકતો નથી લગ્ન પ્રસંગે ઇસલામ ધર્મે કોઇ પણ પ્રકારની ધામધુમ કરવાની આજ્ઞા આપી નથી માત્ર નિકાહ પઢી લેવાથી લગ્ન થઇ જાય છે પરણેલી સ્ત્રી ઉપર તેણીના ધણીને કાયદો જેટલી રજા આપે છે તેથી વધારે લગારે સત્તા નથી. તે પોતાની વહુની મીલકતનો કે માલનો માલિક થઇ શકતો નથી. તેણી જે કાંઇ કમાય તે ખરચાળુ ધણી વાપરી શકતો નથી તેણી પોતાના નામથી કરાર દાદ કરી શકે છે, તેણી પોતાના નામથી કોરટોમાં કેસ લઢી શકે છે ઇત્યાદી ઇત્યાદી તે મહાન પયગમબરે માત્ર પુરૂષ વર્ગનું નહી પણ સ્ત્રી વર્ગનું એ ભવનું દુઃખ ભાગ્યું છે.



* એઅજાઝુલ તનઝીલ પ્રષ્ઠ ૨૬૨.

# પ્રકરણ અગીયારમું.

## યતીમ.

પાક પરવરદિગારે પોતાની, દયા, ન્યાય અને પવિત્રતાથી ભરપુર આજ્ઞાઓમાં યતીમો (અનાથ-વગર માબાપના બાળકો) નો માલ ઉચાપત કરી જવાની અને તેઓની સાથે નિર્દયતાથી વર્તવાની સખત મનાઇ કીધી અને યતીમોની સાથે દયા અને ન્યાયપુર્વક વર્તવાનો હુકમ આપ્યો જેમકે—

" ખરેખર જેઓ યતીમોનો માલ અયોગ્ય રીતે ખાઇ જાય છે
" તેઓ પોતાના પેટમાં માત્ર અંગારા ભરે છે અને નજીક છે કે
" તેઓ સળગતી અગ્નિ વેડશે. "

" યતીમોનો માલ તેઓને આપી દો, અને સારાને બદલે ખોટાને
" બદલો નહીં, અને તેઓનો માલ પોતાના માલમાં મેળવીને
" ખાઇ જાઓ નહી ખરેખર તે મોહટું પાપ છે. "

" જ્યાં સુધી તેઓ બાલિગપણા (ઉમર લાયક)ની હદે પોંહચે ત્યાં
" સુધી તેમને તપાસતા રહો, પછી જો તેઓમાં પુર્ણ બુધ્ધિ
" પામો તો તેઓનો માલ તેમને આપી દો અને નકામું ખરચ
" કરીને અને ઉતાવળ કરીને તેઓના માલને ખાઇ ન જાઓ
" (એ બીકથી) કે તેઓ જવાન થશે ( તો તેઓને તેઓનો માલ
" આપવો પડશે ) અને જે માણસ તેમના સરપરસ્તો (Trustee)
" માંથી આસુદા હોય તો તેણે ( યતીમોના માલથી ) બચવું
" જોઇએ, અને જો મોહતાજ (રંક) હોય તો (તેમાંથી) વ્યાજબી
" રીતે ખાઇ શકે છે, પછી જ્યારે તમે તેમનો માલ આપો
" ત્યારે તે ઉપર શાક્ષી (ગવાહ) રાખો. અને ખુદા હિસાબ લેનાર
" પુરતો (કાફી) છે. "

" અને યતીમોના માલની પાસે ન જાઓ પણ સારી નીય્યતથી
" [પાક નિષ્ટાથી] તેઓના જવાન થતાં સુધી. "

# પ્રકરણ બારમું.



## સ્ત્રીઓનો વારસામાં હક.



અરબસ્થાનના અજ્ઞાનો પુત્રીઓને વારસામાંથી લગારે ભાગ આપતા નહતાં અને એમ કહેતાં કે 'જે માણસ હથીઆર બાંધે અને શતરૂને હઠાવી શકવા યોગ્ય હોય તેનેજ વારસામાં ભાગ મળી શકે છે' પરંતુ આ સ્ત્રીઓ ઉપર મોહટો જુલમ હતો તેથી ખુદાએ ફરમાવ્યું કે—

" જે કાંઇ તેમના માબાપે અને સગા વહાલાંઓએ (પાછળ) મુકયું
" છે તેમાંથી પુરૂષો માટે ભાગ છે, અને સ્ત્રીઓ માટે પણ જે
" કાંઇ તેમના માબાપ અને સગાં વહાલાંઓએ મુકયું છે તે
" માલમાંથી થોડો અથવા ઘણો ભાગ છે. [ખુદાનો] ઠરાવેલો ભાગ.

અને વારસાની મિલકતમાંથી પુત્ર [ દીકરા ) ને બે ભાગ અને પુત્રીને ( દીકરીને ) એક ભાગ આપવાનો હુકમ આપ્યો. અને યતીમ છોકરીઓ ઉપર તેમના વાલી તેમની સાથે નિકાહ કરીને જુલમ ન ગુજારે એટલા માટે ફરમાવ્યું કે—

" અને જો તમને એવી બીક હોય કે તમે યતીમ છોકરીઓ સાથે
" ન્યાય નહીં કરો તો બાલિગ સ્ત્રીઓ સાથે નિકાહ કરી લ્યો."

અને સામાન્ય રીતે યતીમો માટે ફરમાવ્યું કે—

" યતીમોને અશક્ત અને કમજોર સમજી જુલમ અને સિતમથી
" તેમનો માલ લઇ લ્યો નહી અને તેઓને તુચ્છ અને હલકા
" ન સમજો."

અને ફરમાવ્યું—

" નથી સરપરસ્તી કરતો તમારામાંથી કોઇ, કોઇ યતીમની સારી
" પેઠે, અને નથી મુકતો પોતાનો હાથ તેના માથા ઉપર ( પ્રીતિ
" અને મહેરબાનીથી ) પણ એકે લખી દેછે ખુદા તેના માટે, દરેક
" વાળના બદલામાં એક નેકી, અને તેના દરેક વાળના બદલામાં

" તેનો એક ગુનાહ મટાડી નાંખે છે અને ઉંચો કરી દે છે તેના
" દરેક વાળના બદલામાં તેનો એક દરજ્જો "– (હદીસ)

અને એક વખતે એમ ફરમાવ્યું કે—

" જે માણસ મોહબ્બત (પ્રીતી) અને મહેરબાનીથી બાપ વિનાના
" છોકરાના માથા ઉપર હાથ ફેરવે છે, તેના માટે તેના હાથને
" જે વાળ અડયા છે તે દરેક વાળના બદલામાં કયામતના દીવસે
" (સ્વર્ગનો રસ્તો દેખાડનાર) એક પ્રકાશ હશે. " (હદીસ)

**હઝરત મોહમ્મદ સલ૦** એ પોતાની શહાદતની આંગળી અને વચલી આંગળી તરફ ઇશારો કરીને ફરમાવ્યું—

" હું અને ખુદાની બીકથી યતીમની સંભાળ લેનાર જન્નત (સ્વર્ગ)
" માં આવી રીતે પાસે પાસે હોઇશું"

અને એક વખતે ફરમાવ્યું--

" અને ખરેખર જ્યારે યતીમ રડે છે ત્યારે તેના માટે તેના રડવાના
" અવાજના કારણથી અર્શે ઇલાહી ( ઐશ્વરી ગાદી ) ધ્રુજે અને
" કંપે છે. પછી ખુદા પોતાના ફિરિસ્તાઓને પુછે છે કે હે મારા
" ફિરિસ્તાઓ ! આ યતીમને કે જેનો બાપ માટી તળે છુપાવી
" દેવામાં આવ્યો છે તેને કોણે રડાવ્યો ! ફિરિસ્તાઓ અરજ કરે
" છે હે અમારા પરવરદિગાર ! તું અમારા કરતાં વધારે સારી પેઠે
" જાણનાર છે પછી ખુદા ફરમાવે છે કે હે મારા ફિરિસ્તાઓ!
" તમે શાક્ષિ રહો કે જે માણસ આ યતીમ બચ્ચાંને રડતો બંધ
" કરે અને તેને ખુશ કરે તેને હું કયામતના દીવસે ખુશ કરીશ."

અહા ! ઇસ્લામ ધર્મ યતીમોનો કેવો સરપરસ્ત છે.



# પ્રકરણ તેરમું.

## પુત્રીઓની કતલ.

ઇસલામ ધર્મે પ્રથમ પુત્રીઓને કતલ કરવાની અને જીવતીને જીવતી દાટી દેવાની પ્રચલિત રૂઢીનો નાશ કરવા સબંધે બોધ કીધો, અને તેનો પોતાની ચમત્કારિક અને ખુદાના ખોફથી ધ્રુજાવી દેનાર વાણી વડે એવો સમુળગો નાશ કીધો કે હવે પછી તે રૂઢી ઇસલામી દેશમાં કે વંશમા પાછી પ્રચલિત થાય એ તદન અસંભવિત લાગે છે, જેમકે ફરમાવ્યું—

" જ્યારે જીવતીને જીવતી દાટી દેવામા આવેલી છોકરીને પુછવા
" માં આવશે કે કયા દોષ ( ગુનાહ ) માટે કતલ કરવામાં આવી
" ( ત્યારે ) દરેક માણસ જે કાંઇ કે ( સુ કૃત્યો કે કુકર્મો ) તે
" લાવ્યો છે તે જાણી લેશે. "

અને ફરમાવ્યું—

" ગરીબીના ભયથી પોતાના બાળકોને કતલ કરો નહી ( કેમકે )
" રોઝી તો તેમને અને તમને અમે આપીએ છીએ ખરેખર તેમને
" મારી નાખવું મહા મોહટું પાપ છે. "

અને પોતાના હાથની આંગળીઓને જોડીને ફરમાવ્યું.

" જે માણસ બે છોકરીઓનું પોષણ કરે એટલે સુધી કે બંને
" જવાન થઇ જાય ( તો ) કયામતના દીવસે હું અને તે આવી
" રીતે હળેલા મળેલા આવીશું. "

અને ફરમાવ્યું—

" તમારી વધારે સારી અવલાદ છોકરીઓ છે "

અને એક વખતે ફરમાવ્યું—

" વધારે સારી અવલાદ પરદામાં બેસનાર છોકરીઓ છે; જે માણ-
" સની પાસે એક છોકરી હોય તે છોકરીને ખુદા તે માણસ માટે
" જહન્નમથી બચવા ખાતર એક પરદો બનાવશે, અને જેની પાસે
" બે છોકરીઓ હોય ( તો ) તેમના કારણથી ખુદા તેને બેહિ-
" સ્તમાં દાખલ કરશે, અને જો ત્રણ અથવા વધારે હોય તો તેને
" ખુદાની રાહમાં લડવું અને ઝકાત આપવું માફ કરવામાં આવશે.+

+ એઅજાઝુત તનઝીલ પ્રષ્ટ ૨૬૭.

# પ્રકરણ ચૌદમું.

## બાળકોનો ભોગ આપવો.

પ્રાચીન કાળથી સઘળાં દેશોમાં અને સર્વ પ્રજાઓમાં, મુર્તીઓ ઉપર પોતાના બાળકોને ભેટ ચઢાવવાની રૂઢી પ્રચલિત હતી અને તે એક મહા મોહટા સવાબ ( પુન્ય ) નું કામ ગણવામાં આવતું હતું. આરબો પણ એવી ક્રુર અને કઠોર રૂઢીનું અનુકરણ કરતા હતા તે રૂઢીનો નાશ કરવા માટે ફરમાવ્યું કે—

" ઘણાં મુશરિકોની નજરોમાં, તેમની મુર્તીઓના પુજારીઓએ
" તેમના બાળકોને ભેટ ચઢાવવા ખુશનુમા દેખાડયું એટલા માટે કે
" તેઓને ( મુશરિકોને ) હલાકતમાં નાંખે અને તેઓ ઉપર
" તેમનો મુળ ધર્મ શંકા ભર્યો બનાવી દે.........ખરેખર જેઓએ
" બેવકુફી અનેઅજ્ઞાનતાથી પોતાના બાળકોને ભેટ ચઢાવ્યા તેઓ
" ટોટા ( નુકસાન ) માં પડયા."

તે મહાન પયગમ્બરની આ સર્વે આજ્ઞાઓના પરિણામ વિષે **મી. બાસોર્થ સ્મીથ** નામના યુરોપીયને જે કાંઇ લખ્યું છે તે અહીંઆ નોંધવું ઉચિત થઇ પડશે એમ ધારી અમે તેમના લેખનો થોડાક ભાગ નીચે ઉતારી લઇએ છીએ. તેઓ લખે છે કે—

" જો કોઇ ધર્મની સત્યતા પારખવા માટે એ બાબતને કસોટી
" ઠરાવવામાં આવે કે તેણે તે સમયની સ્થીતિ પ્રમાણે સ્ત્રીઓ માટે
" અને ગરીબ વર્ગ માટે અને જેઓ ઉપર જુલમ કરવામાં આવતો
" તેઓ માટે શું કર્યું તો ખરેખર મોહમ્મદ (સલ૦) નો ધર્મ એ
" પરિક્ષા આપી શકે છે. એરેબીયન પ્રોફેટે ( અરબના પયગમ્બરે )
" આ બે વાતો માટે જે કાનુનો બનાવ્યા તે મુશરિકો બલકે
" કેટલીક સ્થીતિમાં યહુદીઓની રીત કરતાં વધારે સરસ હતાં.
" અજ્ઞાનતાના વખતના અરબો જેટલી ચાહતા હતા. તેટલી સ્ત્રીઓ
" પરણતા હતા, પણ કુરઆને તેઓની ગણત્રીને શરઇ ( ધાર્મીક )

"રીતે માત્ર ચાર સુધીમાંજ બંધ કરી દીધી તેઓમાં તલાક
"આપવી તે માત્ર ધણીના તુરંગ ઉપરજ આધાર રાખતી અને
"તલાક અપાએલી સ્ત્રી પોતાની મેહેર અને સ્ત્રીપણાંના સર્વ હકોથી
"દૂર રાખવામાં આવતી. પણ કુરઆને દરેક સ્થીતિમાં મેહેર પાછી
"આપવાનો હુકમ આપ્યો. અને તલાકને અમલમાં લાવવા અથવા
"તલાક આપીને પાછી સ્ત્રી તરીકે લઇ લેવા વિષે (જેને એ
"મહાન પયગમ્બર પોતાના સ્વદેશ વિરૂદ્ધ બાંધા બર્યું ગણતાં
"હતાં) કોઇ પણ પ્રકારનો સ્વભાવ ફેર થયો નથી, બલ્કે પુર્ણ
"વિચાર અને બોજ કરવામાં આવેલ છે. તેણે એ હુકમ આપ્યો
"કે જે માણસ પોતાની સ્ત્રીને એકવાર તલાક આપી ચુકયો હોય
"તે જ્યાં સુધી પોતાના એવા નિર્દય કૃત્યનો એક ગુલામ મુકત
"કરીને બદલો આપે નહીં ત્યાં સુધી તે તેણીને પોતાનીસ્ત્રી તરીકે
"પાછી લઇ શકે નહીં. અજ્ઞાનતાના સમયના અરબો, ધણી અથવા
"પિતાની મિલકતમાંથી સ્ત્રીને એ દલીલથી કાંઇ આપતા ન હતા
"કે જે માણસ હથિઆર પકડતો નથી તે મિલકતનો વારસ થઇ
"શકતો નથી.* પરંતુ કુરઆન હુકમ આપે છે કે સ્ત્રીઓનો
"વારસામાં હક છે જેમકે પુત્રીને પુત્ર કરતાં અર્ધો ભાગ મળે છે.
"અજ્ઞાનતાના સમયના અરબો મૃત્યુ પામેલ ધણીની વહુને તેના
"વારસોનો હક સમજતા હતા જે વારસ ઘણું કરીને સ્ત્રીઓનો
"શાવકો પુત્ર હોતો. હઝરત મોહમ્મદ (સલ૦) એ આવા પ્રકારના
"સઘળાં લગ્નોને વખોડી કાઢયાં જે સામાન્ય રીતે તેમની આગળ

---

*** મીસીઝ એની બીસેંટ** ઇ. સ. ૧૯૦૩ માં જુનાગઢમાં આપેલા લેકચરમાં કહે છે કે—"હું વારંવાર વિચારું છું કે ખ્રિસ્તી ધર્મ કરતાં ઇસલામ ધર્મમાં સ્ત્રીઓને વધારે સ્વતંત્રતા છે. જે ધર્મ એકજ સ્ત્રી કરવાની રૂઢીનું (Monogamy) શિક્ષણ આપે છે તે ધર્મ કરતાં ઇસલામ ધર્મ સ્ત્રીઓનું વધારે રક્ષણ કરે છે પવિત્ર કુરઆને શરીફમાં સ્ત્રીઓ વિષેનો નિયમ ઘણોજ વ્યાજબી અને ઉદારતા ભર્યો છે. **હજુ માત્ર વીસ વર્ષ થયાં ખ્રિસ્તી ઇંગલંડે સ્ત્રીઓનો મિલકતમા હક સ્વીકાર્યો છે, જ્યારે ઇસલામી ધર્મ સર્વ કાળમાં સ્ત્રીઓને હક આપતો આવ્યો છે.**"

"કરવામાં આવતાં હતાં. તે સમયના અરબો પોતાની પુત્રીઓને
"જીવતી ને જીવતી દાટી દેતા હતા, જેમકે અરબની આ કહેવતથી
"જણાય છે "સ્ત્રીઓને પેહલાંથીજ બીજી દુનીઆમાં મોકલી દેવી
"લાભદાયક છે અને સર્વથી વધારે સારો જમાઇ કબર (ઘોર)
"છે" અને જો બે જણાંના નવાં લગ્ન થતાં તેઓને એ મુબારક
"બાદી આપવામાં આવતી કે તમે સર્વદા સલાહ સંપથી રહો
"અને તમોને પુત્રો થાય, પરંતુ પુત્રીઓ ન થાય" તેઓ
"આવાજ વિચાર જાહેર કરતાં. અરેબીયન મોહમ્મદ (સલ૦) એ
"ઘણીજ સખ્તાઇથી આવી નિર્દય રીતીની મનાઇ કીધી અને કહ્યું
"કે જે કન્યાને જીવતી જમીનમાં દાટવામાં આવી છે તે કયા-
"મતના દીવસે એવો પ્રશ્ન પુછશે કે મને કયા દોષ માટે કતલ
"કરવામાં આવી હતી* ? અજ્ઞાનતાના સમયના અરબોને એમ ખાત્રી
"હતી કે મૃત્યુ પછી કોઇને કોઇ બીજી જીંદગી છે, પણ સ્ત્રીને તે
"જીંદગીથી બાતલ સમજતા હતા. અને ઘણાં લોકોએ (ખ્રિસ્તીઓએ)
"એમ ખ્યાલ કર્યો છે કે મોહમ્મદ (સલ૦) એ પણ એમજ કહ્યું
"છે, પરંતુ કુરઆન કહે છે કે "જે માણસ નેક અમલ (સુકૃત્યો)
"કરે અને તે સાચો ઇમાનદાર હોય જોઇએ તો તે પુરૂષ હોય કે
"સ્ત્રી સ્વર્ગમાં દાખલ થશે" એક ઘરડી ડોશી એક વખત હઝરત
"મોહમ્મદ (સલ૦) ની સેવામાં આવી અને અરજ કીધી કે
"હું સ્વર્ગમાં દાખલ કરવામાં આવું એવી દોઆ કરો" હઝરત
"મોહમ્મદ (સલ૦) એ ઉત્તર આપ્યો કે "કોઇ ઘરડી ડોશી
"સ્વર્ગમાં દાખલ કરવામાં આવશે નહીં" આ સાંભળી પેલી ડોશી
"રડવા લાગી તેથી હઝરત મોહમ્મદ (સલ૦) હંસ્યા અને તે
"મહેરબાની ભર્યા હસવાની રીતે જે તેમની ટેવ હતી ફરમાવ્યું કે
"કોઇ ઘરડી ડોશી સ્વર્ગમાં જશે નહીં કેમકે ત્યાં સર્વે વળી પાછાં
"યુવાન થઇ જશે"

---

* હીન્દુ ધર્મમાં પણ સ્ત્રીઓને ઇસલામ જેટલું માન નથી. તેમનામાં પણ છોકરીઓને જન્મ પામતાંજ મારી નાંખતા, તથા તેઓનું હોવું દુખદાયક ગણતાં. તેઓનું શાસ્ત્ર પણ માણસને કન્યાઓ હોય અને પુત્ર ન હોય તેને મુક્તિપાત્ર ગણતું નથી, અને તેથીજ પુત્ર પ્રાપ્તી માટે ન્યોગનું શિક્ષણ આપવામાં આવ્યું હશે.

"એમ કહેવાય છે કે ધણીઓએ પોતાની સ્ત્રીઓ સાથે પ્રીતિથી
"વર્તવું જોઇએ તે બાઇબલની આજ્ઞા છે ન કુરઆનની; પરંતુ
"હઝરત મોહમ્મદ (સલ૦) નો એ "અલવિદાઇ ખુત્બો"
"(ભાષણ) કે જે તેઓએ 'અરફાત' ના પર્વત ઉપર હાજીઓ
"એકઠાં થયાં હતાં તેઓની સનમુખ પોતાની વફાતના એક વર્ષ
"પહેલાં ફરમાવ્યો હતો. જેમાં તેઓએ ફરમાવ્યું હતું કે "હે લોકો
"તમારી સ્ત્રીઓ ઉપર તમારાં હક છે, અને તમારી સ્ત્રીઓનાં હક
"તમારાં ઉપર છે, પોતાની સ્ત્રીઓની સાથે મહેરબાની પુર્વક વર્તો
"કેમકે તમે તેમને ખુદાની જામીનગીરીથી પોતાની સ્ત્રીઓ તરીકે
"કબજે લીધેલી છે, અને ખુદાના હુકમથી તેણીઓ તમારા માટે
"જાયઝ થઇ છે. અરેબિયન પ્રોફેટનો તલાક વિષેનો અભિપ્રાય
"જે વાણીમાં વર્ણવેલો છે કે જે 'રીવાયાત' માં તેમની તરફ
"સંબંધ ધરાવે છે એટલે "સૃષ્ટીમાં કોઈ વસ્તુ ગુલામોને મુક્ત
"કરવા કરતાં મને વધારે પસંદ નથી અને તલાક આપવા કરતાં
"કોઇ વસ્તુ વધારે ધિક્કાર પાત્ર મને જણાતી નથી." અને એ
"પણ કબુલ કરવું જોઇએ કે આ વિષે તેઓનો નમુનો (દ્રષ્ટાંત)
"તેમની આજ્ઞાઓ જેવોજ ઉત્તમ છે, મોહમ્મદે અરબીએ સ્ત્રીઓના
"સુધારા માટે જે કાંઇ કર્યું તે એજ છે કે મેં ઉપર વર્ણન કીધું.
"બલકે એક કરતાં વધુ સ્ત્રીઓ કરવાની રૂઢીને સખત કાનુનોના
"બંધન લગાડવા અને એ સંગીન નૈતિક ખ્યાલ ઉત્પન્ન કરવા
"ઉપરાંત કે જે આ કાનુનની પછી ઉત્પન્ન થયા, તે આ સમય
"સુધી મુસલમાનોના દેશોને એ કસબણ સ્ત્રીઓથી (જેણીઓ
"પોતાની નીચ સ્થીતિમાં રહે છે, અને જે સોસાઇટી (જનસમુહ)
"માં તેણીઓ હોય છે તેના દરેક મેમ્બર (સભાસદ) ને નીચું
"જોવરાવે છે) એટલે બધે દરજે પાક કરવામાં ફતેહમંદ નિવડયાં
"કે એ પ્રમાણે કોઇ દેશમાં બનેલ નથી"

આટલું લખી મી. બાસોર્થ સ્મીથ સાહેબ **હઝરત મોહમ્મદ (સલ૦)** એ સ્ત્રીઓને પરદામાં રાખવાનો હુકમ આપ્યો એ વિષે, અને **હઝરત મોહમ્મદ સલ૦** એ પોતાના પેરવો માટે ચાર સ્ત્રીઓની હદ બાંધી અને પોતે તે હદ પ્રમાણે ન વર્તતા નવ સ્ત્રીઓ પરણ્યા એ વિષે યાદી આપી છે. જો કે ઉપર વર્ણવેલાં સાહેબ ઘણાંજ નિસ્પક્ષપાત અને ન્યાય

પુર્વક લખનારાં છે તોપણ તેમને ઇસ્લામ ધર્મનાં કેટલાંક મસઅલાઓ (સંપ્રદાયો) સમજવામાં ભ્રાન્તિ થઇ છે. તેઓએ "સુરએ નિસા" ની એ આયત તરફ ઇશારો કરેલો છે કે જેમાં વર્ણવ્યું છે." જે સ્ત્રીઓની સરકશી (ગર્વ) તમને ભયમાં નાંખે તો (પ્રથમ) તેમને સમજાવો, અને (જો તો પણ ન માને તો) તેમને તેમની પથારીમાં નાંખી મુકો (જો તો પણ ન માને તો) તેમને મારો. પછી તમારી તાબેદાર થાય તો તેમના માટે બીજો કોઇ માર્ગ શોધો નહીં." એટલે તેઓને ઇજા દેવાનો અથવા તલાક આપવાનો ઉપાય શોધો નહીં. તેની તફસીરમાં હદીસો અંદર લખ્યું છે કે તેમને સખત માર ન મારવો જોઇએ, અને મોંહ ઉપર તો લગારે મારવું ન જોઇએ. અને જાણવું જોઇએ કે આ બધું તલાક અને છુટા છેડા જેવો ઉપાય લેવો ન પડે એટલા માટે ફરમાવવામાં આવ્યું છે. સ્ત્રીને તલાક આપીને ઘર બહાર કાઢી મુકવી અને તેણીને બાલ બચ્ચાઓથી વિખુટી પાડવી તેણી માટે સખતાઇ છે કે સમજાવી ફોસલાવીને અથવા જરૂર પ્રસંગે નહીં જેવો માર મારીને પાછી પ્રીતી અને મોહોબ્બતથી રાખવી તેણી માટે સખતાઇ છે? એ સર્વે કોઇ સમજી શકે છે.

બીજો ઇશારો એ સાહેબે પરદાની રૂઢી માટે કર્યો છે, તો એ વિષે જાણવું કે જે વાત એશીયાટીક પ્રજાને પસંદ હોય તે પાશ્ચિમાત્ય પ્રજાને કદાચ પસંદ ન હોય એ બનવા જોગ છે. પરંતુ સ્ત્રીઓ માટે પરદાની જે આજ્ઞા આપવામાં આવી છે તેથી કેટલાં લાભ છે? અને સોસાઇટી (જન સમુહ) કેવી પવિત્ર રહે છે તે સર્વ જાણી શકે છે. જ્યાં જ્યાં પરદાની રૂઢી નથી જેમકે યુરોપ વીગેરે દેશોમાં, ત્યાં સ્ત્રીઓની નૈતિક સ્થીતિ કેવી હલકી, અને દયાજનક છે? અને તેવા દેશ ઉપર તે કેટલી મોહટી નામોશી છે? જે વિષે વુલ્વર હેમ્પનમાં મી. કેનન ઇસાકે જે કાંઇ કહ્યું હતું તે અમે આગળ લખી ગએલાં છીએ એટલે વધારે વિવેચન કરવાની જરૂર નથી. પરદાની આજ્ઞા તે સ્ત્રીઓ ઉપર ઇસલામે કીધેલો એક વધુ ઉપકાર અને આભાર છે. એ સમજુ સજ્જનો સમજ્યા વિના તો રહેતાજ નહીં હોય.

ત્રીજી બાબત કે **હઝરત મોહમ્મદ સલ૦** એ પોતાના શિષ્યોને ચાર સ્ત્રીઓ કરવાની આજ્ઞા આપી અને પોતે તે હદ પાળી નથી જે

તરફ મજકુર સાહેબે ઇશારો કર્યો છે તે મસઅલાઓ સમજવામાં થોડી ખાત્રાનું કારણ છે. તે વિષે એટલુંજ કહેવું પુરતું થશે કે **હઝરત મોહમ્મદ સલ૦** પોતાની અગાઉના પયગમ્બરો, જેવાં કે **હઝરત મુસા, હઝરત દાઉદ, હઝરત સુલેમાન, હઝરત ઇબ્રાહીમ અલ૦** વીગેરેની રૂઢી પ્રમાણે અને પોતાના દેશના રિવાજ પ્રમાણે એક કરતાં વધારે સ્ત્રીઓ કીધી હતી. અને જ્યાં સુધી તેમના પત્નિ જનાબે **ખદીજતુલ કુબરા** રદી૦ જીવતાં હતાં ત્યાં સુધી તેઓ બીજી પત્નિ પરણ્યા નથી. જ્યારે તેઓ જનાબે **ખદીજતુલ કુબરા**ને પરણ્યા ત્યારે **હઝરત મોહમ્મદ સલ૦** ની વય પચીસ વરસની હતી અને **જનાબે ખદીજતુલ કુબરા**ની વય પચાસ વરસની હતી. ઉપરાંત **જનાબે ખદીજતુલ કુબરા** હઝરતની સાથે પરણ્યા ત્યારે વિધવા હતાં, અને તેઓ હઝરતની પેહલીજ બીબી હતાં. હઝરતે પોતાની જવાનીના સમયમાં પોતા કરતાં વધુ વયની વિધવા સાથે પરણીનેજ સંતોષ માન્યો હતો. જ્યારે **હઝરત ખદીજતુલ કુબરા** વફાત પામ્યા, અને હઝરતનો ધર્મ પ્રસરતો ગયો ત્યારે તેઓને બીજી સ્ત્રીઓને પરણવાની ફરજ પડી, અને તે પણ કેટલીક મસલેહતોના સબબથી; એટલે સુધી કે તેઓ નવ સ્ત્રીઓ પરણ્યા, અને આ સઘળીઓમાં માત્ર એકજ કુંવારી હતી બાકીની બીજી સઘળી વિધવાઓ અને અવલાદ વાળી તથા ઘરડી વયની હતી. તેઓ આ નવ બીબીઓ પરણ્યા ત્યાં સુધી કેટલી સ્ત્રીઓ કરવી જોઇએ તેનો કાંઇ હુકમ આવ્યો ન હતો. તેઓના નવ સ્ત્રીઓ પરણી રહેવા પછી સુરએ નિસામાં ચાર સુધીજ સ્ત્રીઓ પરણવાનો હુકમ આવ્યો. એટલે હઝરતે તે હદ પોતાના માટે તોડી નાંખી એમ કહેવું ન્યાય વિરૂદ્ધ છે. હા, જો ચાર સુધીજ પરણવાનો હુકમ આવ્યા પછી હઝરત નવ સ્ત્રીઓ પરણ્યા હોત તો એમ કહી શકાત. અને વળી એ હદનો હુકમ આવ્યા પછી હઝરત એકે સ્ત્રીની સાથે પરણ્યા નથી. આ ઉપરથી એક માણસ એમ સવાલ કરી શકે છે કે જ્યારે ચાર સ્ત્રીઓ સુધીજ પરણવાની આજ્ઞા આપવામાં આવી ત્યારે હઝરતે પોતાની ચાર ઉપરાંતની બીબીઓને તલાક આપી દેવી જોઇતી હતી. પણ જાણવું જોઇએ કે હઝરતે જે સ્ત્રીને તલાક આપી હોય ( જોકે કોઇને આપી નથી ) તેણીને બીજા કોઇ પણ પુરૂષ સાથે નિકાહ કરવાનો હુકમ નથી. તેમજ કોઇ પુરૂષને હઝરતની તલાક અપાએલી સ્ત્રી સાથે પરણવાની આજ્ઞા નથી. એટલે મનાઇ છે. એટલે શું હઝરત પોતાની સ્ત્રીઓને તલાક આપી

ભુખે મારત? તેઓના તલાક આપવા પછી કોઇ માણુસ તેમને પરણુત નહીં, તો પછી તેણીઓનું ભરણ પોષણ કોણ કરત? તેણીઓને તલાક આપીને રખડતી કરવી અને વાલી વારસ વિનાની મુકવી તદન ન્યાય અને દયા વિરૂધ્ધ હતું. તેમજ તે મહાન પયગમબરની પદવીથી ઉલટું હતું. ઉપરાંત તે હઝરતના પોતાની સ્ત્રીઓ વિષેના હુકમો, મુસલમાનોને સ્ત્રીઓ માટે જે હુકમો આપવામાં આવ્યા હતા તેની સાથે સરખાવતાં વધારે સખત અને સામાન્ય વર્ગથી પાળી ન શકાય તેવાં હતાં. કોઇ પયગમબરીનો જુઠો દાવો કરનાર, પોતાના શિષ્યોને જે હુકમો આપવામાં આવ્યા હોય તેનાં કરતાં વધારે સખત હુકમો પાળે એ તદદન અસંભવિત છે. માટે એવાં સાચાં મહાન અને દયાવાન પયગમબર માટે એવાં અભિપ્રાય બાંધવા તે પુરતો વિચાર કર્યા વિનાના કહેવાય એમાં લગારે સંદેહ નહીં.



# પ્રકરણ પંદરમું.



## ગુલામગીરી.

---

ઇસલામે ગુલામીની રજા આપી છે એવાં વાંધા કેટલાંક અણસમજુ ખ્રિસ્તીઓ કાઢે છે, પરંતુ તે બાબે તેઓ કેટલે દરજ્જે ખરાં છે એ તપાસી જોઇશું.

ગુલામગીરીની રૂઢી માણસ જાતની હસ્તીની સાથેજ હસ્તીમાં આવેલી છે. યહુદી, ગ્રીકસ (યુનાની) રોમન્સ અને પ્રાચિન રોમન પ્રજાઓમાં ગુલામગીરીની રીત પ્રચલિત હતી. કોઇ પણ પ્રજાના કાનુનો ગુલામીનો બાદ ગણતા નહીં. ગુલામો પોતાના માલિકની ઇચ્છાને પુર્ણ આધિન સમજાતાં અને તેઓનો જો લગાર વાંક પડતો તો તેઓને ચાબુકોનો એટલો માર મારતા કે તેઓની ચામડીઓ ફાટી જતી. હજરત મુસા અલ૦એ જેવી રીતે બીજા રીવાજોને એમને એમ રહેવા દીધાં તેવી રીતે તેઓએ ગુલામગીરીના કાનુનને પણ એમને એમ રહેવા દીધો હતો. હજરત ઇસા અલ૦એ પણ ગુલામગીરીની સખત રીત વિરૂદ્ધ કાંઇ ઉપદેશ ન કરતાં પોતાના શિષ્યોના મનમાં નેક તત્વોનાં બીજ રોપીનેજ સંતોષ માન્યો હતો. તેઓએ ગુલામગીરી સંબંધે, જો કે તેઓને તે રૂઢી પસંદ નહીં હોય તો પણ, તેની ખરાબીઓ ઓછી કરવા માટે કાંઇ કર્યું નહોતું. ખ્રિસ્તી ધર્મ તેનો નાશ કરી શકયો નહોતો. ચર્ચ (દેવળ) માં ગુલામો રાખવામાં આવતાં અને તે રૂઢીને વ્યાજબી અને હલાલ ગણતા. યુરોપનાં મોટાં મોટાં સીવીલયન ગુલામગીરીની રીત જારી રાખવાના પક્ષમાં હતાં અને ચોરી તથા નિર્ધનતા વધી ન પડે એટલા માટે ગુલામોની ઉપયોગતા ઉપર દલીલો કરતા. અને તેવીજ અસર અસરના પ્રતાપે ઉત્તર અમેરીકાના દક્ષિણ રાજ્યોના કેળવાયલા ખ્રિસ્તીઓ પોતાના ગુલામો ઉપર ઘણીજ નિર્દયતા પુર્વક વર્તતા હતા, અને પોતામાં ગુલામી જારી રહે એટલા માટે લોહીની નદીઓ વહેવરાવતાં હતાં. ગોરો ખ્રિસ્તી પોતાની ગુલામ સ્ત્રી સાથે કદી કાયદેસર લગ્ન કરી શકતો નહીં. અને જો

કોઇ ગોરા ખ્રિસ્તીને પોતાની ગુલામ સ્ત્રીથી અયોગ્ય રીતે બચ્ચા બાલા થતાં તો તે બચ્ચાઓને અને તેની માને તે ગોરા ખ્રિસ્તીના હલાલ બચ્ચાઓ વેચી શકતાં. સુડાનીઝ ગુલામના વ્યાપારીઓ પોતાના ગુલામો ઉપર કેવાં જુલ્મો કરતાં હતાં તે કોઇથી અંજાણ રહેવા પામ્યું નથી. અર્થાત ખ્રિસ્તીઓ તે રૂઢીને જાયઝ સમજતાં હતાં પરંતુ અમે (મુસલમાનો ગર્વથી કહી શકીએ છીએ કે હઝરત ઇસાએ ગુલામીને ખરૂં ખોટું ન કહેતાં પોતાના જીવને બાળ્યો હશે પણ અમારા પયગમબર **હઝરત મોહમ્મદ સલ૦** જેઓ આખા જગતના માટે કિરતારની કૃપા હતા ( રહેમતલ લિલ આલેમીન ) તેઓ ગુલામી વિષે ચુપ રહ્યાં નથી. તેઓએ પોતાની પયગમબરીનાજ આરંભથી ગુલામોને આઝાદ (મુક્ત) કરવાનો ઉપદેશ કરવો શરૂ કીધો હતો. તે વખતે અરબસ્થાનમાં જોરભર તે રૂઢી ચાલી રહી હતી. કુરેશીઓ ઘણાંજ ગુલામો રાખતાં પણ હઝરતે તેઓની કાંઇ પરવા ન કરતાં ગુલામગીરીને એક ધિક્કાર પાત્ર રૂઢી જાહેર કીધી. અને આખરે તેઓ ગુલામોને બીજાં સર્વે માણસો જેવી સ્થીતિમાં લાવવામાં સફળ થયાં. તેઓએ ગુલામોને મુકત કરવાનો, તેઓને આરામ આપવાનો, તેઓને પોતાના જેવાજ અને ખુદાના પોતાના જેવાંજ સરખાં હક ધરાવનાર બંદા હોવાનો ઉપદેશ આપીને સંતોષ માન્યો હોય એમ નથી પરંતુ કુરઆને મજીદની નીચલી આયત ફરમાવીને એક એવા પવિત્ર મુળતત્વનું બીજ રોપી દીધું કે જ્યારે વખત આવે ત્યારે એ નિર્દય કઠોર અને માણસાઇ વિરૂધ્ધની રૂઢી સમુળગી નાશ પામે.

> " પછી જ્યારે તમે કાફરો સાથે લઢો ત્યારે તેમની ગરદનો
> " કાપો એટલે સુધી કે જ્યારે તમે તેમને ચુર ચુર કરી રહો
> " ત્યારે મજબુત બાંધી લ્યો— પછી એહસાન (આભાર) મુકીને
> " અથવા કાંઇ આવેજ (Ransom ) લઇને મુકત કરો. "

અને આ તેઓએ એવા વખતમાં ફરમાવ્યું કે જ્યારે કેદ પકડાએલા ગુલામોને આઝાદ કરવું તો શું પણ તેઓ ખુદાના બંદા છે એમ પણ કોઇ જાણતું નહોતું. એ વાત ખરી છે કે જેવી રીતે **હઝરત મોહમ્મદ સલ૦એ** ફરમાવ્યું છે તેવી રીતે **હઝરત ઇસાએ** પણ ફરમાવ્યું છે કે—

"બીજાઓની જેવી વર્તણુંક પોતા પ્રત્યે તેઓ ઇચ્છે છે તેવી
"વર્તણુંક તેઓએ બીજાઓ પ્રત્યે રાખવી."

પણ તે ઉપરથી એમ પરિણામ કાઢવું કે એટલું ફરમાવીને તેઓએ ગુલામીનો તદન નાશ કરી નાંખ્યો એ વ્યાજબી ઠરતું નથી. જેમકે **મી. ગોડફ્રેહેગીન્સ** નામના યુરોપીયન વિદ્વાન લખે છે કેઃ—"

" એ વાત જાહેરમાં તો ઘણીજ સારી જણાય છે પણ અફસોસ
" તેનો અમલ એવો નથી "

અને **મી. બાસોર્થ સ્મીથ સાહેબ** લખે છે કે—

" ખ્રિસ્તી ધર્મ અને ગુલામી એક દીવસ માટે કોઇ પણ રીતે
" સાથે રહે એ વાત કદાચ વિચિત્ર લાગે છે. પણ અમારે તો
" સાચી બિનાઓ સાથે વાદ કરવાનો છે અને એ બાબત
" સત્ય છે કે ગુલામી ખરેખર ખ્રિસ્તી ધર્મની સાથે સાથે રહેલી
" છે. બલકે તેણે ખ્રિસ્તી ધર્મની રૂએ જાયઝ (કાયદેસર) હોવાનો
" દાવો આ ઓગણીસમી સદી સુધી કીધો છે. અને એકે
" બાઇબલમાં ગુલામીની કોઇ ચોખી મનાઇ નથી. બલકે ઉલટાં
" તેમાં ગુલામીને એક પ્રચલિત રૂઢી તરીકે માન્ય રાખવામાં
" આવેલ છે. અને પોલુસે, માલિકોની સાથે નોકરોની ફરજો
" જેણે તેમને ગુલામ નામ આપ્યું છે ) એવીજ ચોખી રીતે
" વર્ણવેલ છે કે જેવી રીતે માલિકોની તેમની સાથેની ફરજો
" વર્ણવેલી છે "

જેવી રીતે ઇસલામની મહત્વતા બીજી બાબતોમાં સિદ્ધ છે તેવી રીતે ગુલામગીરી સંબંધે પણ તેની મહત્વતા સિદ્ધ છે. અને તે ઘણાં નિસ્પક્ષપાત યુરોપીયનો કબુલ કરે છે જેમકે ઉપર વર્ણવામાં આવ્યાં તેજ સાહેબ પોતાના **"મોહમ્મદ અને મેહોમેડનીઝમ"** નામના પુસ્તકમાં લખે છે કે—

" ઇસલામે ગુલામી સંબંધે શું કર્યું તે આપણે તપાસવા ચાહીએ
" છીએ, જેમકે તેણે એ સંબંધી પણ ઉન્નતી કીધી એમ કહ્યાં
" વિના ચાલશે નહીં, બલકે સ્ત્રીઓ માટે જે કાનુન બનાવવામાં
" આવ્યાં તેના કરતાં આમાં વધારે તરક્કી કરવામાં આવી.

" ખરેખર **હઝરત મોહમ્મદ** (સલ૦) એ ગુલામગીરીનો સમુળગો
" નાશ કીધો નથી કેમકે તે દેશની તે વખતની સ્થીતિથી એમ
" કરવું ન તો યોગ્ય હતું ન તો સંભવિત હતું, પરંતુ તેઓએ
" લોકોનું વલણ ગુલામો મુકત કરવા તરફ દોર્યું. અને એક એવો
" મુળતત્વ ઠરાવ્યો કે જે કેદી મુસલમાન થઇ જાય તે મુકત અને
" સ્વતંત્ર ગણવામાં આવે અને તે કરતાં પણ વધારે ઉપયોગી વાત
" એ કીધી કે તેઓએ હુકમ આપ્યો કે કોઇ મુકત કરવામાં આવેલા
" ગુલામને, કે તેણે મહેનત કરી રળી એક પ્રમાણિકપણા અને
" ઇજ્જત આબરૂની જીન્દગી ગાળી છે, તુચ્છ અને હલકો ગણવામાં
" આવે નહીં. અને જેઓ ગુલામની હાલતમાં હોય, તેઓ
" સાથે મહેરબાની અને નમ્રતા પુર્વક વર્તવાનો હુકમ આપ્યો.
" જેમકે તેઓએ, પોતાની વફાતના એક વરસ પેહલાં એ છેલ્લો
" અલવિદાઇ" ખુત્બો ( ભાષણ ) કે જે તેઓ "મિના" ઉપર
" ભણ્યા હતા તેમાં કહ્યું કે "હે મુસલમાનો ! જેવું ખાણું તમે
" ખાઓ છો તેવુંજ ખાણું ગુલામોને ખવરાવો, અને જેવાં લુગડાં
" તમે પેહરો છો તેવાંજ લુગડાં તેમને પેહરાવો કેમકે તેઓ પણ
" ખુદાના બંદા છે તેઓને સંતાપવા જોઇએ નહીં" તો એક
" ગુલામ જે કાયદા કાનુન અને આવા ઉંચા પ્રકારની ધાર્મિક
" આજ્ઞાઓ ( મઝહબી અહકામ ) ના આશ્રયમાં હોય તે "ગુલામ"
" શબ્દના અર્થ ચાલુ સમયમાં કરવામાં આવે છે તે અર્થની રૂએ
" ગુલામ કહી શકાતો નથી. જેમકે હું ઉપર વર્ણન કરી ચુકયો છું.
" એ શબ્દ કે જેનો અથ ગુલામ છે તે કોઇ જગ્યાએ કુરઆનમાં
" આવેલ નથી એ બાબત લક્ષ દેવા જોગ છે. જે વાકય કુરઆનમાં
" વાપરવામાં આવ્યું છે તે આ છે "એ જે તમારા જમણા હાથના
" કબજામાં છે" જેના અર્થ માત્ર એજ થાય છે કે જેઓ એક
" વ્યાજબી લડાઇમાંથી કેદ થઇને આવ્યાં છે અને એવી રીતે તેઓ
" પોતાની સ્વતંત્રતા ગુમાવી બેઠાં છે. એવાં કેદી જો મુસલમાન
" થઇ જતાં તો તેઓને મુકત કરવાની આજ્ઞા આપવામાં આવી
" હતી. પરંતુ જો તેઓ ( મુસલમાન ન થતાં ) પોતાનાજ ધર્મ
" ઉપર રહેતાં તો પણ પોતાના અનુયાયી ( પેરવો ) ને, તેમનો એ
" હુકમ હતો કે તેમને પોતાના ભાઇ સમજે. તેમણે ફરમાવ્યું કે-

"જે માલિક પોતાના ગુલામ ઉપર મહેરબાની કરે તેને ખુદાની "દરગાહ (દરબાર) માં કબુલ કરવામાં આવશે, અને જે પોતાની "સત્તાને ખરાબ રીતે વાપરે એટલે તેમને દુઃખ આપે તે બેહિસ્તમાં "દાખલ થશે નહીં." એક વખતે એક મુસલમાને તે હઝરતને "પુછ્યું કે "મારો ગુલામ મને નારાજ કરે તો મારે તેને કેટલી "વખત માફ કરવું જોઇએ? એરેબીયન પ્રોફેટે ઉત્તર આપ્યો કે, "એક દીવસમાં સીતેર વખત. (માફ કરવું જોઇએ) હઝરત "મોહમ્મદ (સલ૦) એ એક અર્ધ સભ્ય પ્રજાના સરદાર તરીકે "કેદી સ્ત્રીઓને હરમ બનાવવી જાયઝ રાખી પણ એ સ્ત્રી કે જેને "એવી રીતે અવલાદ થાય તેને તેની અવલાદથી જુદી કરવાની "અને ફરીથી વેચી નાંખવાની મનાઇ કીધી. બલકે તેણીના માલિકના "મૃત્યુ પછી તેણી મુક્ત અને સ્વતંત્ર ગણવામાં આવે એવી આજ્ઞા "આપી, આવા દયા ભર્યા કાનુનો જ્યાં સુધી કે આશા રાખવામાં "આવે છે ત્યાં સુધી શરી અને મુસવી પ્રમાણે છે. પરંતુ ઘણી "વાતોની રૂએ તેના કરતાં બેહતર છે બલકે એવાં છે કે કોઇ "યુરોપીયન અથવા અમેરીકન ગુલામ વેચનાર રાજ્યે પોતાના "કાનુનોના સંગ્રહમાં એ વખત સુધી લખ્યાં ન હતાં કે જ્યારે "ઇસલામી ધર્મના મોજાએ ગુલામીનો તદન નાશ કરી દીધો "દાખલા તરીકે :એક યહુદી કોમનો માણસ જ્યારે ગુલામ થઇ "જતો ત્યારે તેના સંબંધે (શરીઅતે મુસવી) નો એ હુકમ હતો "કે જ્યારે તે પોતાની ગુલામીનો સમય પુરો કરી રહે ત્યારે સ્વતંત્ર "ગણાય પરંતુ એ સ્ત્રી કે જેની સાથે તેના માલિકે તેના લગ્ન "કીધાં હોય તે તેના બાલ બચ્ચાંઓ સહિત જુદા કરવામાં આવે "અને ગુલામીમાં રહે" જે મુસલમાન માલિક કાંઇ પણ કારણ "વિના પોતાના ગુલામ ઉપર ક્રોધાયમાન થાય તે મુસલમાન ઉપર "તે ગુલામને મુક્ત કરી દેવો વાજીબ છે, પણ તેથી ઉલટાં જો "કોઇ યહુદી પોતાના ગુલામને એટલે સુધી દુઃખ દે કે તેને જીવથી "મારી નાંખે તો તેના માટે માત્ર એક શિક્ષાનો હુકમ છે, પરંતુ "જો તે તે શિક્ષાની સ્થીતિમાં એક અથવા બે દીવસ જીવતો રહે તો "તેને તદન છોડી દેવામાં આવે જેમકે બાઇબલના અંગ્રેજી "તરજુમામાં ભયંકર રીતે સખત શબ્દોમાં આ ભાવાર્થને એવી

"રીતે વર્ણવેલ છે કે "ગુલામ પોતાના માલિકનો રૂપીયો છે"
"એટલે જેવી રીતે ઇચ્છે તેવી રીતે વાપરે, અમેરીકા*ના એ
"રાજ્યોમાં જેમાં ગુલામી કાયદેસર ગણાતી તે રાજ્યોમાં ગુલામોને
"કોઇ પણ પ્રકારનો કાનુની હક આપવામાં આવ્યો નહતો. જો
"કોઇ માણસ પોતાની લોંડીયો સાથે સારી પેઠે વર્તતો હતો તો તે
"તેની માણસાઇ ગણવામાં આવતી હતી ન કે ઇસલામની પેઠે તેણે
"પોતાની ચઢતીના સમયમાં પણ અદાલતોને ગુલામોની સાથે તેમના
"માલિકો મહેરબાની પુર્વક વર્તે, એવી ફરજ પાડવાની રજા આપી
"હતી. સમગ્ર મનુષ્ય જાતી ખુદાની દ્રષ્ટીમાં સરખી છે, તે એક
"એવો મુળતત્વ હતો કે **હઝરત મોહમ્મદ** (સલ૦) એ તેના
"ઉપર ઘણુંજ જોર દીધું છે, અને આવી રીતે તે મુળતત્વ ગુલામી
"સંબંધે જાત વિગેરેના ખ્યાલને તદન મટાડી દેતો અને તેથી તેણે
"ગુલામીની હલકાઇને પણ દુર કરી દીધી. **હઝરત મોહમ્મદ**
"સલ૦ની પાસે મેહનત કરવી હલકાઇનું કારણ હતું નહી."

---

* "Glimhses of south America" એ નામના પુસ્તકમાં જે લખ્યું છે તેનો ભાવાર્થ એ છે કે "કોલમ્બસ" પછી જે સ્પેનીશ લોકો (જેઓનો ધર્મ ખ્રિસ્તી હતો) દક્ષિણ અમેરીકા ઉપર ચઢી ગયાં. તેઓ ખરેખર ઘણુંજ સખત કામ લેનારા હતાં. તેઓ લોહી માસ (ગુલામી) નો વ્યાપાર એવી તો નિર્દયતાથી ચલાવતા કે માણસના રૂવાં ખડાં થઇ જાય. આ સ્પેનિશ લોકો પોતાને પૈસાદાર અને તાલેવંત બનાવવાના એટલાં આતુર હતાં કે તેઓ માત્ર અમેરીકાના ઇન્ડીયનોને ગુલામ તરીકે કામમાં રોકતાં એટલુંજ નહીં પણ આફરીકામાંથી ગુલામોના ભરેલા વહાણને વહાણ મંગાવતા. તેઓ તેઓના પગમાં બેડીઓ પહેરાવતાં અને વેચી નાંખતા. તેઓનો મોટો ભાગ ગુલામો વેચવા અને ખરીદવાનોજ ધંધો કરતો, અને વેચતી વખતે તેઓને તેઓના બાલ બચ્ચાંઓથી જુદા કરતાં જરાએ શરમાતા નહીં, તેઓના લગાર વાંક ઉપર તેમનું ચામડું ઉતારી નાંખતા તેમનું એમ માનવુ હતું કે આ કાળા ગુલામોને આત્મા નથી, તેઓને ઢોર ઢાંખર સમાન ગણતાં તેઓની નિર્દયતાની સાબેતી એજ ઉપરથી છે કે તેઓ ગુલામોને ઢોર કરતાં પણ ઓછી કીંમતના ગણતાં સીધીઓના દેશ આફરીકામાં ઘણીખરી વખત દસ પંદર ગુલામો એક સારા ખુબસુરત ઘોડાના બદલામાં આપવામાં આવ્યાં છે. તેઓના વ્યાપારીઓ

આ ધર્મે ખ્રિસ્તી પણ લાયક અને નિસ્પક્ષપાત યુરોપીયન 'વિદ્વાને ઇસલામના ગુલામી વિષેના જે અહદામો વર્ણવ્યા છે તેમાં નીચલી બે બાબતો ઉમેરવી જોઇતી હતી કે **હઝરત મોહમ્મદ સલ૦** એ ફરમાવ્યું છે.

"ગુલામો પાસેથી એવી મહેનત–તકલીફના કામ લેવામાં આવે કે "જે તેઓને થકવી નાંખે, અને જો તેઓને તેવી મહેનતના કામ "આપવામાં આવે કે તેઓને થકવી નાંખે તો તેમાં પોતે મદદ કરે,,

"અને કદી કોઇ માણસે એમ ન કહેવું કે "મારો ગુલામ અને "મારી લોંડી તમે સર્વે ખુદાના ગુલામ અને તમારી સર્વે સ્ત્રીઓ "ખુદાની લોંડીઓ છે, પરંતુ એમ કહેવું કે મારો છોકરો અને "મારી છોકરી, મારો બાળક અને મારી બાળકી."

આ ઉપરથી સિદ્ધ થાય છે કે **હઝરત મોહમ્મદ સલ૦** એ ગુલામોને આપવામાં આવતાં દુઃખ અને કષ્ટ–મહેનતને ઓછા કરવાનો બોધ આપીનેજ સંતોષ માન્યો નથી, પરંતુ તેઓને "ગુલામ" અને "લોંડી" જેવાં હલકાં શબ્દોથી બોલાવવાની મનાઇ કીધી અને તેઓને ઘણાં વિવેક ભર્યા શબ્દોથી બોલાવવાની આજ્ઞા આપી અને તેઓને આપણાં જેવાંજ ગણવામાં આવે તે ખાતર આખી સૃષ્ટી ખુદાની ગુલામ અન લોંડી છે એમજ આસ્થા રાખવાનું શીખવ્યું.

---

જયારે તેઓને પકડીને વહાણ ઉપર ચઢાવતા અને વહાણ હંકારાતું ત્યારે તેઓ ગુલામોને લોખંડના રમકડા, દારૂ, અથવા મીઠાના બદલામાં આપી દેતાં, અને તે સર્વે ગુલામોને એક એવી ન્હાની સાંકડી કોટડીમાં ખીચોખીચ પુરી દેતાં કે તેઓમાંના ઘણાં ખરાં ભુખના કારણથી અથવા તો સંકડાશના સબબથી મર્ણ પામતાં, અને તેઓની લાશોને ઉપાડીને ફેંકી દેવામાં આવતી. અમેરીકામાં ગુલામોની ઘણીજ માઠી દશા હતી. ઇત્યાદી ઇત્યાદી જે મહાન દીવસે ગુલામોને ગુલામીમાંથી મુકત કરવામાં આવ્યા તે મહાન દીવસ ઇ સ. ૧૮૩૮ માસ ઓગષ્ટની પહેલી તારીખ હતો" પરંતુ વાચકો ! ઇસલામના સ્થાપક મહાન પયગમ્બરે એ તારીખના હજારો વરસ પહેલાં ગુલામોને સ્વતંત્ર કરવાનો અને પોતાનાજ જેવા સરખા સમજવાનો બોધ આપી ગયાં છે. જયારે ગુલામોને સ્વતંત્ર કરવાનું તો શું પરંતુ તેઓ આપણાં જેવાં માણસ છે એ કોઇના સ્વપનામાં પણ હતું નહીં.

તેઓના આવા શિક્ષણની અસર એવી તો થયો કે તેઓની પુત્રી **હઝરત ફાતેમત્ઉઝ્ઝુહરા અલૈ૦** જ્યારે પોતાની ફિઝ્ઝા નામની લોંડીની સાથે ઘંટીએ દળવા બેસતાં ત્યારે **જનાબે ફાતેમા** ઘંટીના હાથાનું કદી તો ઉપરથી અને તેઓની લોંડી પણ એજ પ્રમાણે કરતી એટલા માટે કે તેઓ બંનેને સરખી મહેનત પડે અને **જનાબે ફાતેમાએ** પોતાના કામના વારા બાંધ્યા હતાં. એક દીવસ લોંડી કામ કરતી તો બીજે દીવસે **જનાબે ફાતેમા અલૈ૦** કામ કરતાં. અને અહીં આપણને **હઝરત મોહમ્મદ સલૈ૦** જેઓની સત્તામાં આખા અરબસ્થાનનું રાજ્ય હતું. કરોડો માણસો તેઓની આજ્ઞા ઉપર પ્રાણ આપવા તૈયાર હતા તેઓની સાદાઇનો નમુનો નિકળે છે કે તેઓની **જનાબે ફાતેમા** જેવી પુત્રી સામાન્ય વર્ગની સ્ત્રીઓની પેઠે ઘંટીએ દળવા બેસતાં અને પોતામાં તથા લોંડીમાં જરાએ ભેદ કે ભિન્નતા ગણતા નહીં.

ઉપરાંત **હઝરત મોહમ્મદ સલૈ૦** નો ગુલામ પણ પાછળથી મુક્ત કરવામાં આવ્યો હતો જેમનું નામ "**હઝરત ઝયદ**" હતું. તેઓને ઘણી ઇસલામી લડાઇઓમાં સૈનાધિપતીનું પદ આપવામાં આવ્યું હતું તેમજ ગ્રીકસ પ્રજાની સામેના લડાઇમાં **ઝયદના** પુત્ર **ઓસામાને** સૈનાધિપતી પદ આપવામાં આવ્યું હતું. અને મહા મોહટા નામાંકિત સરદારો તેમના તાબામાં લગારે અણગમા ાવના લડતા હતાં, શું બીજાં ધર્મોમાં ગુલામ જાતને આવી સત્તા આપવામાં આવી છે? શું બીજા કોઇ ધર્મે સર્વે માનવ જાત સરખાં છે, કોઇ કોઇથી ચઢીયાતું નથી, માત્ર વડાઇ તથા મોટાઇ, પરહેઝગારી અને સદાચાર વિચારમાં સમાએલી છે એવાં શિક્ષણને આવી રીતે વ્યવહારમાં મુકી દેખાડયું છે? દીલ્લીનો પેહેલો પાદશાહ કુતબુદ્દીન, જે હીંદુસ્તાનમાં ઇસલામી રાજ્યનો પહેલો સ્થાપક હતો તે જાતે ગુલામ હતો. ઇ. સ. ૧૮૬૫ ની લડાઇ થઇ ત્યાં સુધી ગુલામગીરી જે અમેરીકામાં પ્રચલિત હતી તેવી ગુલામગીરી અને ઇસલામની ગુલામગીરી વચ્ચે પૃથ્વિ અને આકાશ જેવો આંતરો છે.

ઇસલામમાં આજે ગુલામ તે કાલે મહા મોહટો વઝીર અને પ્રધાન છે. તે પોતાના માલિકની પુત્રીને કોઇ પણ પ્રકારના અપકિર્તી કિંવા ઠપકા વિના બરાબર કાયદેસર પરણી શકે છે. ઇસલામી ગુલામોએ મોહટાં મોહટાં રાજ્ય ચલાવ્યાં છે અને મોહટી મોહટી વંશો સ્થાપી છે. **મુલતાન**

**મહુમ્મદ અઝનવી**નો પિતા ગુલામ હતો. શું ખ્રિસ્તી ધર્મ આવા દાખલા દેખાડી શકે છે? શું ખ્રિસ્તી ધર્મ, ઇતિહાસોના પાનામાં પોતાની ગુલામી પ્રત્યેની આવી દયામય વર્તણુંકના આવા સ્પષ્ટ નમુના બતાવી શકે છે?

**ઝયદ**ને અને તેમના દીકરાને ઇસલામી લડાઇઓમાં જે સૈનાધિપતી પદ આપવામાં આવ્યું હતું તે ઉપરથી તે મહાન પયગમ્બરે પોતાના શિષ્યોને સિદ્ધ કરી આપ્યું કે ગુલામમાં ગુલામ અને ગુલામઝાદો અમીર અને અમીર ઝાદા જેવોજ સરખાં હક ધરાવનાર છે બલકે ધરાવે છે.

તે વખતના અરબોમાં પોતાના કુળ (નસબ) નો ગર્વ ઘણો હતો તેને બાતલ કરવા માટે અને સર્વે ઇસલામીઓનું સરખાપણું જાહેર કરવા માટે **હઝરત મોહુમ્મદ સલ૦** એ **હઝરત ઝયદ**ના પોતાના ખાનદાનમાં લગ્ન કરાવી આપ્યાં. શું બીજા ધર્મો આવા દ્રષ્ટાંત રજુ કરી શકશે? **હઝરત મોહુમ્મદ સલ૦** માત્ર સર્વેના સરખાપણાનો બોધ આપીનેજ બેસી રહ્યાં નથી પરંતુ તેઓએ તેને અમલમાં લાવીને લોકોને સિદ્ધ કરી આપ્યું છે.



# પ્રકરણ સોળમું.

## હમદર્દી તથા ખેરાત.

મનુષ્ય જાતીએ એક બીજાની હમદર્દી (દાઝ) કરવી જોઇએ અને એક બીજાને મદદ આપવી જોઇએ. જે એક ઉત્તમ ગુણ છે તેનો **હઝરત ઇસા અલ૦** અને તેઓની આગળનાં બીજાં પયગમબરોએ બોધ કર્યો છે. પરંતુ **હઝરત મોહમ્મદ સલ૦**એ તે શિક્ષણ આપવા ઉપરાંત તેને અમલમાં કેમ લાવવું તેની સર્વે રીતો એવી તો ખુબીથી શીખવાડી દીધી છે કે તે પ્રમાન તેઓ આગળના પયગમબરોએ શીખવાડી ન હતી અને તેઓની તે વિષેની શિક્ષાઓ તદન પ્રકૃતિ, બુદ્ધિ અને માણુસ સ્વભાવ અનુસાર છે જેમકે કુરઆનમાં ફરમાવ્યું છે.

"ઇબાદત કરો અલ્લાહની અને તેની સાથે કોઇ વસ્તુને પણ શરીક
" ન કરો અને માતપીતાની સાથે નેકીથી વર્તો, અને સગાં વ્હાલાંઓ
" અને યતીમો અને નાદાર મોહતાજ પાડોશી સગાં વહાલાંઓ
"- અને જેઓ સગાં ન હોય તેવા (બેગાના) પાડોશીઓ
" અને મિત્રો અને (નિરાધાર) મુસાફરો અને એ કે જેઓ
" ઉપર તમારા જમણાં હાથ માલિક થયાં છે (એટલે બાંદી
" ગુલામ) તેઓની સાથે (નેકીથી વર્તો) ખરેખર ખુદા મગરૂર
" અને ગર્વ કરનારાઓને દોસ્ત રાખતો નથી એટલે ચાહતો નથી
" (એટલે જે લોકો કોઇ હકદારને કાંઇ આપીને મગરૂર થાય છે
" તેઓને ખુદા પસંદ કરતો નથી.)

વાચકો આ આયત જે શિક્ષણ આપે છે તે ઉપર જરા વિચાર કરો ? તે કેવું કુદરતી કાનુન અનુસાર છે. જો કોઇ માણુસ પોતાના માત પિતાને, ભાઇ બહેનને અને એવી રીતે બીજાં સગા વ્હાલાંઓને મુકીને દોસ્તો અથવા સામાન્ય રીતે બીજાં લોકો સાથે હમદર્દી કરે અને તેઓની મદદ કરે તો તે કેટલું અઘટિત કહેવાય ? કેમકે એમ કરવાથી તેણે કુદરતના કાનુનનો ભંગ કર્યો. પરંતુ જો તેઓ પોતાના સગાં

વહાલાંઓ તથા બીજાં મિત્રો અને પછી સામાન્ય રીતે સરવે જણ સાથે હમદર્દી કરે તો તે કેટલું ન્યાય અને કુદરતી કાનુન અનુસાર ગણાશે. ઘરનાં છોકરા ભુખે મરતાં હોય અથવા સગા વહાલાંઓ તથા માતપિતા દુ:ખ આપતિમાં હોય છતાં તેઓની મદદ ન કરતાં જે માણસ સામાન્ય વર્ગની હમદર્દી કરવાં જાય તે કેટલું અન્યાય ભર્યું અને બુદ્ધિથી ઉલટું કહેવાય ? આ ઉપરથી સિદ્ધ થાય છે કે એજ હમદર્દી સ્તુતિ પાત્ર અને પ્રસંશા પાત્ર છે કે જે કુદરતના કાનુન અને માનસિક સ્વભાવ અનુસાર હોય ન એકે જે તેથી ઉલટી હોય.

જ્યારે આપણે કુરઆને શરીફને ઉઘાડીયે છીએ ત્યારે પ્રથમ આપણે આયતો વાંચીએ છીએ.

"આ કિતાબના કલામે ખુદા ( ઐશ્વરીવાણી ) હોવામાં લગારે
"સંદેહ નથી. સીધો માર્ગ દેખાડનાર છે એ પરહેજગારોને જેઓ
"ઇમાન લાવે છે અદ્રષ્ય ( અલ્લાહ ) ઉપર, અને કાયમ કરે છે
"નમાઝે ને ( એટલે નમાઝ પઢે છે ) અને જે કાંઇ તેઓને
"હલાલમાંથી આપવામાં આવ્યું છે તેમાંથી હકદારોને આપે છે
"અને એ લોક જેઓ ઇમાન લાવે છે એ વસ્તુ ઉપર ( હે
"અમારા રસુલ ! ) જે તારા ઉપર ઉતારવામાં આવી છે અને એ
"ઉપર પણ કે જે તારી પહેલાં ઉતારવામાં આવેલ છે ( બીજા
"નબીઓ ઉપર ) અને આખેરત ઉપર પણ તેઓ યકીન (આસ્થા)
"રાખે છે. એજ લોકો છે જેઓ પોતાના પરવરદિગારની
"મહેરબાનીથી સીધા માર્ગે છે અને તેઓજ મુરાદે પહોંચનારા છે."

આ આયતમાં જે કાંઇ ગરીબ અને મોહતાજ હકદારને દાન આપવાનું આવ્યું તે હલાલ માલમાંથી આપવાનું છે અને જે હલાલ માલમાંથી દાન આપે તેજ તેની મહેરબાનીનો ખરો હકદાર છે. જો કોઇ માણસ હરામની સઘળી કમાઇ દાનમાં વાપરી નાંખે તો તે સઘળું વ્યર્થ છે. કેવું ઉમદા અને સરસ શિક્ષણ ! દાણના શિક્ષણ સાથે માણસે હલાલ રીતે કમાવવાનું શિક્ષણ આપી દીધું, અને હરામ માલમાંથી આપેલું દાન ( ખેરાત ) કબુલ નહીં થાય એમ ફરમાવી હલાલ માલ શોધવાની પ્રેરણા કીધી. વળી પોતાના ભાઇઓને કેવા પ્રકારનું દાન આપવું તે વિષે ફરમાવે છે કે—

"જ્યાં સુધી જે માલની સાથે તમે પ્રીતિ રાખો છો તે માલમાંથી
"ખરચ કરશો નહીં ત્યાં સુધી તમે કદી ખુદાની મહેરબાની પ્રાપ્ત
"કરી શકશો નહીં."

આવા અનુપમ શિક્ષણનો અસર લોકોના મન ઉપર એટલો પડયો કે હઝરતના અસહાબો મહા મોહટા પરહેઝગાર, આબિદ અને રિયાઝત કશ હોવા છતાં પોતાને જે વસ્તુ પસંદ પડતી તે વસ્તુ દાનમાં આપી દેતા. **હઝરત મોહમ્મદ સલ૦**ના શિષ્ય અને પીત્રાઇ ભાઇ **હઝરત અલી અલ૦** ની ખેરાતને અને તેઓના દાનને કોણ જાણતું નથી. દુનીઆની સપાટી ઉપર તેમના જેવું સખી અને ઉદાર કોણ થયું છે અને થનાર છે? અને તેમની અવલાદ પણ તેઓ જેવીજ સખી અને ઉદાર હતી. એ વાત જગ પ્રસિદ્ધ છે. **હઝરત અલી અલ૦**એ એક વખત કેટલુંક લુગડું ખરીદયું જે આપને ઘણુંજ પસન્દ હતું, તે તરતજ એક હકદાર નજરે પડતાં તેને આપી દીધું. અને **અબુ તલહા** જેઓ અનસાર-માંથી એક અસ્હાબી હતા તેઓએ પોતાનો એક બગીચો જે તેઓને ઘણો પસંદ હતો તે પોતાના નજીકના સગા વ્હાલાઓમાં વ્હેંચી આપ્યો અને **ઝયદ બિન હારેસા**એ પોતાનો મન પસંદ ઘોડો એક માણસને બક્ષીસ કરી દીધો. અને **જનાબ અબુઝર** જેઓ ઘણાંજ પરહેઝગાર અસ્હાબી હતાં તેઓને ત્યાં કેટલાંક મુસાફરો આવીને ઉતર્યા અને તેઓમાંનો એક માણસ **હઝરત અબુઝર**ના કહેવા વિરૂદ્ધ એક સરસ અને સારા ઉંટને રહેવા દઇ ( એવા વિચારથી કે કોઇ વખત કામ આવશે ) ઝબહ કરવા માટે એક દુબળી પાતળી સાંઢણી લઇ આવ્યો. આ ઉપરથી **હઝરત અબુઝર** ઘણાં નાખુશ થયાં અને કહ્યું કે તું મારી મરજી વિરૂદ્ધ વર્ત્યો. મને તે સારા ઉંટની કાંઇ જરૂરત નથી. મને તેની જરૂરત એ દીવસે પડશે કે જ્યારે હું કબરમાં હોઇશ અને કહ્યું કે શું તું જાણતો નથી કે માલમાં ત્રણ ભાગીયા છે? એક તકદીર કે તને પુછવા રહેવાની નથી. બીજો વારસ કે જે તેની વાટ જોઇ રહયો છે કે તું મરણ પામે કે તરત તે પોતાને હસ્તે કરી લે, અને ત્રીજો તું પોતે; તો તારે તે ત્રણેમાં કમજોર સાબિત થવું જોઇએ નહીં. અને તેને પોતાના ફાયદા માટે ખરચ કરતાં અટકવું જોઇએ નહીં અને પછી એજ આયત ભણી કહ્યું કે મારા માલમાં તે ઉંટ મને સર્વથી વધારે વ્હાલું છે માટે

હું તેને મારા માટે આગળ મોકલવા ચાહું છું. વાચકો! નીચેની આયતો વાંચો કે તેમાં સખાવત, દાન, અને નેકીનું કેવી રીતે શિક્ષણ આપ્યું છે. અને જાત ધર્મ કે રંગ રૂપનો ભેદ રાખ્યા વિના સમગ્ર સૃષ્ટી સાથે એહસાન કરવાનો કેવો બોધ ભર્યો છે?

"કહી દે (હે! અમારા રસુલ) એ બંદાઓને કે જેઓ ઇમાન
"લાવ્યાં છે કે પડતા રહે નમાઝ, અને ખરચ કરતા રહે એ હલાલ
"માલમાંથી કે જે અમોએ તેમને આપ્યો છે ગુપ્ત રીતે અને
"જાહેર રીતે એથી પેહલાં કે આવે એ દીવસ કે જેમાં ન વેચવું
"ખરીદવું છે (કે નેક કૃત્યો ખરીદી શકાય) ન દોસ્તી (જે કામ
"આવી શકે)"

"અલ્લાહની રાહમાં ખરચ કરો, અને પોતાને હલાકતમાં નાંખો
"નહીં અને (પોતાના જાત ભાઇઓથી) નેકી કરો, ખરેખર
"અલ્લાહ નેકી કરનારાને દોસ્ત રાખે છે."

"જે કાંઇ તમે માલમાંથી ખરચ કરો છો જે તમારાજ માટે છે,
"અને તમે ખરચ કરશો નહીં અલ્લાહની ખુશી પ્રાપ્ત કરવા
"માટેજ, અને જે કાંઇ તમે ખરચ કરશો માલમાંથી તે તમારી પાસે
"પુરેપુરૂં પહોંચાડી દેવામાં આવશે અને તમારો હક રાખી લેવામાં
"આવશે નહીં."

"હે લોકો! જેઓ ઇમાન લાવ્યા છો (રાહે ખુદામાં) પોતાની
"કમાઇમાંથી સારી વસ્તુઓ વાપરતા રહો, અને એમાંથી પણ
"વાપરતા રહો) કે જે અમોએ તમારા માટે જમીનમાંથી બહાર
"કાઢયું છે અને ખોટી વસ્તુઓ (રાહે ખુદામાં) આપવાનો
"નિશ્ચય કરો નહીં કેમકે તમે પણ તેને લેતા નથી એ સિવાય કે
"તેમાં ચશ્મપોશી કરો, અને જાણો કે ખરેખર ખુદા (તમારી
"ખેરાતની કાંઇ પરવા રાખતો નથી) ગની છે, સ્તુતિ કરવામાં
"આવેલો."

"અને જે લોકો પોતાનો માલ રાત દીવસ ગુપ્ત રીતે અને જાહેર
"રીતે ખરચ કરે છે, તો તેઓ માટે તેઓનો બદલો છે તેઓના

"પરવર દિગાર પાસે, અને ન તેઓને કાંઇ ભય છે અને ન
"તેઓ ગમગીન (ઉદાસ) થશે."

"દ્રષ્ટાંત એ લોકોનું કે જેઓ પોતાનો માલ ખુદાના માર્ગમાં
"વાપરે છે એક દાણા જેવું છે કે જેણે સાત કણસાં
"(ડુંડા) કાઢ્યાં હોય જેમાંના દરેકમાં સો સો દાણા હોય, અને
"ખુદા એથી પણ વધારે કરી દે છે જેના માટે ચાહે છે અને
"અલ્લાહ ઓહળી કુદરતવાળો અને જાણનારો (ખેરાત કરનારની
"નીયતોનો) છે."

અને કોઇને કાંઇ આપીને આભાર મુકવો અથવા એવી વાત કહેવી કે જેથી લેનારાને દુ:ખ થાય તે વિવેક અને નેકીના મુળ વિરૂદ્ધ છે. તેથી ફરમાવ્યું કે:—

"હે લોકો! જેઓ ઇમાન લાવ્યા છો, આભાર જણાવીને અને
"મન દુ:ખાવીને એ માણસની પેઠે પોતાની ખેરાતનો નાશ ન કરો
"કે જે પોતાનો માલ લોકોને દેખાડવા માટે વાપરે છે અને (એ
"માણસની પેઠે) કે જે ખુદા અને છેલ્લાંઓ ઉપર રાખતો નથી.
"કેમકે એનું (એટલે એવી રીતે ખેરાત કરવાનું) દ્રષ્ટાંત તો એક
"ચોખા મેદાન જેવું છે જે ઉપર કેટલીક માટી હોય, પછી તેના
"ઉપર જોરથી વરસાદ પડયો હોવ, અને તેને સફાચટ કરી ગયો
"હોય, જેઓ પોતાની કમાઇથી કાંઇપણ લાભ પામી શકતા નથી,
"અને અલ્લાહની નેઅમત પ્રત્યે કુફર કરનારાઓને હીદાયત કરતો
"નથી" એટલે જેઓ માલ દોલત પામી અલ્લાહનો માત્ર શુકર
"અદા કરવાની ખાતર તેમાંથી કાંઇ અલ્લાહના માર્ગમાં વાપરતા
"નથી તેઓ એવાં છે કે જાણે ખુદાએ તેમને નેકી અને એહસાન
"(ઉપકાર) કરવાનો બોધજ હિદાયત કીધો નથી.)

"જે લોકો પોતાનો માલ રાહે ખુદામાં વાપરે છે, પછી તેની બાદ
"એહસાન જણાવતા નથી અને મન દુખવતા નથી તેઓ માટે
"તેઓનો પરવરદિગાર પાસે તેમનો બદલો છે અને તેઓને કાંઇ
"ભય નથી તેઓ ગમગીન પણ નહીં થાય. સારી વાત કહેવી

"માયા ભરી વાણી ) અને માફ કરવું એવી ખેરાત કરતાં બેહતર
"છે કે જેની પાછળ મન દુઃખાયું હોય અને અલ્લાહ બેપરવા
"છે, સહનશીળ."

જ્યારે અલ્લાહ પુર્ણ ઉદાર અને સખી છે, તેજ સર્વેનો દાતા છે, તે સર્વેને એકીજ નજરથી જુવે છે ત્યારે માણસોએ પણ તેના તે ગુણમાં ભાગ લેવો જોઇએ અને તેમણે પણ તેવાં ગુણ પ્રાપ્ત કરવાં જોઇએ. એટલે જેવી રીતે તે મહાન કિરતાર પોતાની અપાર ઉદારતાથી પવનમાં ઉડનારા પક્ષિઓને અને પાણીમાં રહેનારાં જાનવરોને અને પૃથ્વિ ઉપર હરતાં ફરતાં પ્રાણીઓને અને માણસોને એટલે સુધી કે તેને નહીં માનનારા કાફેરો અને મુશરેકોને કાંઇ પણ ભેદ કે ભિન્નતા વિના સરખી રીતે રોઝી આપે જાય છે તેવી રીતે માણસે પણ લગારે ભેદ કે ભિન્નતા વિના સર્વ સૃષ્ટિની સાથે એવીજ નેકી અને નીતિથી વર્તવું જોઇએ. અને વ્યવહારમાં અવ્યવસ્થા ઉત્પન્ન થાય નહીં તે ખાતર તેણે લગારે કંજુસાઇ કરવી ન જોઇએ, તેથી તે મહાન કિરતાર એક અનુપમ દ્રષ્ટાંત રૂપે નીચે પ્રમાણે બોધ કરે છે.

"શું તમારામાંથી કોઇ એમ ઇચ્છશે કે તેનો ખજુરો અને દ્રાક્ષ
"(અંગુરો) નો એક બગીચો (વાડી) હોય જેના હેઠળ નહેરો વહેતી
"હોય. જેમાં તેના માટે સર્વ પ્રકારના મેવા (ફળ) હોય, અને તેને
"(માણસ)ને ઘડપણ આવ્યું હોય અને તેનાં બચ્ચાં હમણાં નિર્બળ
"અને અશક્ત હોય, પછી આવી સ્થાતિમાં એક અગ્નિથી ભરપુર
"વંટોળીઓ આવ્યો હોય અને તે બગીચાને બાળી ગયો હોય?
"આવી રીતે ખુદા તમારા માટે દલીલો વર્ણવે છે કે કદાચ તમે
"વિચાર કરો"

ખરેખર માણસ કદી પોતાની મિલકત માટે એમ ચાહશે નહીં જો માણસ કંજુસાઇથી ખુદાની રાહમાં માલ વાપરતો નથી તો તેના માલને આવી કુદરતી આફતોનો ભોગ થઇ પડે છે. એ અનુભવ સિદ્ધ છે પરંતુ જેઓ પોતાના માલમાંથી ખેરાત કરે છે તેનો માલ દિન પ્રતિદિન વૃદ્ધિ પામતો જાય છે અને ઉપરથી તેના માટે અમર કિર્તી રહી જાય છે એ પણ આપણી નજરો આગળના દરરોજના બનાવો છે બખીલો અને કંજુસોને

કેવા ચેતાવનારાં આ સાદા પણ ભય ભર્યા શબ્દો ? ખરેખર જેના મન ઉપર આવી કુદરતી આફતોનું સ્મરણ થયાં કરે છે તે કદી બખીલી ન કરતાં માલ તથા દ્રવ્ય પ્રત્યે લગારે મોહ રાખતો નથી અને ફરમાવ્યું છે કે--

"જે લોકો જોડી જોડીને રાખે છે સોનું અને ચાંદી અને તેને
"ખુદાની રાહમાં ખરચ કરતાં નથી તો તેઓને (હે ! અમારા રસુલ)
"ખુશખબરી આપ દુ:ખદાયક અઝાબ (શિક્ષા)ની, જે દીવસે કે તપા-
"વવામાં આવશે તે માલને દોઝખ (નર્ક)ની અગ્નિમાં અને પછી
"તે વડે તેમના માથા અને બાજુઓ અને પીઠો ઉપર ડામ દેવામાં
"આવશે (અને કહેવામાં આવશે) આ એજ છે કે જેને તમે
"પોતાના માટે એકઠું કીધું હતું તો જે કાંઇ તમે એકઠું કીધું હતું
"તેનો સ્વાદ ચાખો."

અને પોતાના જાત ભાઇઓની સાથે હમદર્દી કરવી તેઓના દુ:ખે દુ:ખી અને સુખે સુખી થવું, જરૂર પ્રસંગે તેઓને મદદ આપવી ઇત્યાદી, તે આપણી પોતાની રાહ અને આરામનું કારણ છે તેથી ફરમાવ્યું કે--

"તમારૂં પોતાના જાત ભાઇઓ સાથે નેકી અને એહસાનથી વર્તવું
"ખુદ પોતાની સાથે નેકી અને એહસાન કરવું છે, અને તેઓનું
"બુરૂં (ખોટું) કરવું પોતાનું બુરૂં કરવું છે"

અને માણસના પાલણ પોષણનું કારણ ખુદાની પછી મા બાપ છે તેથી ખુદાની શુકર ગુઝારી (પાડ માનવો) કરવા સાથે તેમનો પાડ માનવાની અને તેમની સાથે અદબ પુર્વક વર્તવાનો અને તેઓનું માન રાખવાનો અને તેઓની તાબેદારી કરવાનો હુકમ આપ્યો.

"લાઝિમ અને વાજીબ કરી ચુકયો છે તારો પરવરદિગાર (એટલે
"માણસની બુદ્ધિ તથા સ્વભાવ એજ છે ) કે ન પુજો તમે પણ
"તેનેજ, અને મા બાપની સાથે નેકીથી વર્તવાને જોઇએ તો
"તારી આગળ તેમનામાંથી એક ઘડપણે પહોંચે અથવા બન્ને જણ
"તો તેઓને 'ઉફ' (છટ) પણ ન કહે અને તેઓને ઘુરક (છણક)
"નહી અને તેઓની સાથે માન પુર્વક અને અદબ પુર્વક બોલ
"અને નમ્રતા પુર્વક તેમની આગળ ઝુકી જા ઘણીજ મહેરબાનીથી,

"અને દોઆ કર કે હે! પરવરદિગાર! તેમના ઉપર અત્યંત કૃપા
"કર જેવી રીતે કે તેઓએ મને ન્હાન પણામાં (અત્યંત
"કૃપાથી) પાળ્યો."

"અમે માણસને માબાપના હકમાં ભલાઇ કરવાની વસીયત કરી
"ચુકયા છીએ જેને તેની માતાએ કષ્ટથી પેટમાં રાખ્યો અને
"કષ્ટથી જન્મ આપ્યો."

"અમે વસીયત કરી ચુકયાં છીએ માણસને, તેના માબાપના હકમાં
"જેને તેની મા ઉઠાવતી રહી કષ્ટ ઉપર કષ્ટમાં, અને તેનું દુધ
"મુકાયું બે વરસમાં, એ બાબતની કે મારો શુકર બજાવી લાવ,
"અને પોતાના મા બાપનો (શુકર બજાવી લાવ) આખર મારીજ
"પાસે આવવું છે."

અને ગુલામો, યતીમો તથા મોહતાજો સાથે નેકી પુર્વક વર્તવાનો હુકમ આપ્યો કેઃ—

"ખરેખર અમે માણસને મહેનત અને કષ્ટમાં પેદા કીધો છે, શું
"તેને એવો ગુમાન છે કે તેના ઉપર કોઇની સત્તા ચાલનારી નથી?
"જે માણસ એમ કહે છે કે મેં ઢગલા માલ બરબાદ કરી નાંખ્યો
શું તેને એવો ગુમાન છે કે તેને કોઇએ દીઠેલ નથી (નકામું ખરચ
"કરતાં) અને શું અમે તેને બે આંખો અને એક જીભ
"અને બે હોઠ આપ્યા નથી? અને દેખાડી દીધાં અમે
"તેને (ભલાઇ બુરાઇના) બંને સ્પષ્ટ રસ્તાં, તો પણ તેણે
"ઘાટીને પસાર કીધી નહીં? અને તું શું સમજ્યો (હે અમારા
"રસુલ) કે શું છે ઘાટીનું પસાર કરવું? તે ગરદન ઝુકાવવું
"(એટલે ગુલામને મુક્ત કરવું) અથવા સગા યતીમને અથવા
"ધુળમાં રોળાતાં ગરીબ (મોહતાજ) ને ભુખના દીવસોમાં
"ખાણું ખવરાવવું."

ખેરાત કરવાને, જો કે તે ગમે તેવા પ્રકારની હોય સારો ગુણ દર્શાવ્યો, તો પણ જાહેર રીતે આપવા કરતાં ગુપ્ત પણે આપવાને વધારે સારો ગુણ અને પાપોનું પ્રાયશ્ચિત (કફ્ફારો) ઠરાવ્યું.

"જો તમે જાહેર રીતે ખેરાત કરો તો તે પણ સારૂં છે, અને જો
"તમે છુપાવીને મોહતાજોને આપો તો તે તમારા માટે વધારે
"સારૂં છે અને તે પ્રાયશ્ચિત (કફ્ફારો) થશે તમારાં પાપોનું
"અને અલ્લાહ તમારા કૃત્યોને જાણનારો છે."

વાચકો ઇસલામે ખેરાત કરવા વિષે જે આજ્ઞાઓ આપી છે તે કેવી સંપુર્ણ અને માણસની સર્વે જરૂરીયાતો પુરી પાડવા ઉપરાંત કેવી માનસિક તથા માનવ સ્વભાવ અનુસાર છે. આ કુરઆનના હુકમો છે, અને **હઝરતે મોહમ્મદ સલ૦** એ ખેરાત વિષે એવી તો બોધ વાણીઓ ફરમાવેલી છે કે જેથી હદીસોની કીતાબોની કિતાબો ભરપુર પડેલી છે. જો અહીં તે લખવા બેસીએ તો ગ્રંથોના ગ્રંથો લખતાં પણ તાગ આવે નહીં. ઇસલામમાં પોતાની પાછળ ખેરાત કરવાનું કહી જવા કરતાં પોતાના હાથે ખેરાત કરવામાં મોહટું પુન્ય ગણ્યું છે. એક વખત એક માણસ મરતી વખતે **હઝરત મોહમ્મદ સલ૦** ને તેની ખજુરોની વખાર દાન (સખાવત) માં આપી દેવાની વસીયત કરતો ગયો, તેના મૃત્યુ પછી **હઝરત મોહમ્મદ સલ૦** એ તે વખારમાંની સઘળી ખજુરો હકદાર ગરીબોમાં વ્હેંચી આપી અને પછી ચટાઇઓ ખંખેરી જોવાનો હુકમ આપ્યો ત્યારે ચટાઇ નીચેથી ખજુરની એક પેશી નીકળી તે જોઇ હઝરતે ફરમાવ્યું કે "જો તે માણસ પોતાના હાથથી આ ખજુરની પેશી સદકા (દાન) માં આપત તો તેને આખી વખારની ખજુરો કરતાં પણ વધારે સવાબ (પુન્ય) મળત"

મુસલમાનોના ખેરાતના કાનુન વિષે **મી. એડવર્ડ ગીબન** પોતના પ્રખ્યાત ઇતિહાસના છટ્ટા ભાગના પચાસમાં પ્રકરણમાં લખે છે કે "મુસલમાનોની ખેરાત જાનવરો સુધીના હકમાં હોય છે, અને કુરઆનમાં મોહતાજ તથા ગરીબ લોકોની મદદ કરવાની વારંવાર તાકીદ કરવામાં આવી છે, અને અનિવાર્ય (દુર ન થઇ શકે તેવી) આજ્ઞાની પેઠે (વાજીબ) ઠરાવવામાં આવેલ છે. કદાચ **હઝરત મોહમ્મદ** (સલ૦)જ એવાં ધર્મ સ્થાપક છે કે જેઓએ ખેરાતનું ઠીક ઠીક પ્રમાણ બાંધ્યું હોય; તેનું ઠરાવેલું પ્રમાણ, માલની જાત અને તેના પ્રમાણ ઉપર બદલે છે જેમકે રોકડ, અનાજ, ઢોર ઢાંખર, ફળફળાદી અને વ્યાપારનો સામાન પણ

જ્યાં સુધી મુસલમાન પોતાના માલનો દસમો ભાગ આપે નહીં ત્યાં સુધી તેણે ધર્મ (શરીઅત)ને પુર્ણ કીધો નથી. ખરેખર ઉદારતા ન્યાયનું મુળ છે, અને જે લોકોની મદદ કરવી આપણને જરૂરી છે તેમને નુકસાન પહોંચાડવાની મનાઇ છે" અને **એડવર્ડ ગીબન** સાહેબે આ લખાણની નોટમાં લખ્યું છે કે "મોરાકશીએ હઠધર્મીના કારણથી **રોમન કેથોલીક** ધર્મના લોકોની વધારે ખેરાત અને દાનની ગણત્રી કીધી છે. હજારો ઇસ્પીતાલો, હજારો રોગીઓ અને યાત્રાની ખાતર આવનાર જનાર માટે બનાવવામાં આવેલાં છે. પંદરસો સ્ત્રીઓને દરેક વરસે જહેઝ મળે છે, અને છપ્પન ધર્માદા સ્કુલો કાયમ છે. તથા પોતાના ધાર્મિક ભાઇઓની એકસો વીસ એસોસીએશનો (અનજુમનો) પોતાના ભાઇઓની મદદ કરે છે વિગેરે વિગેરે અને લંડનની ઉદારતા તો એ કરતાં પણ વધુ છે, પરંતુ મને સંદેહ છે કે આમાનું ઘણું ખરૂં લોકોની માણસાઇ સાથે સંબંધ ધરાવે છે ન એકે ધર્મની રૂએ તેમ હોય."

અને **મી. એબ્રાહામ રેસે** પોતાના **એનસાઇક્લો પિડીયામાં** Alms (દાન) શબ્દની નીચે લખ્યું છે કે-"ખેરાત આપવામાં વિશેષતા અને તેની હોંસ અપાવવામાં મુસલમાનોના ધર્મ કરતાં બીજો કોઇ ધર્મ વધારે ઉત્કંઠીત અને ઉત્સાહી નથી કુરઆને પ્રાર્થના (દોઆ) સ્વીકારવામાં આવે તે માટે ખેરાતને જરૂરી ઠરાવી છે. અને ખલીફા ઉમર બિન અબદુલ અઝીઝનું કહેવું હતું કે "નમાઝ આપણને અર્ધ રસ્તે પોંહચાડે છે, અને રોઝા (અપવાસ) આપણને ઇલાહી ગાદી એટલે અર્શે ઇલાહીના દરવાજા સુધી લઇ જાય છે અને ખેરાત (ઝકાત) થી આપણને ખુદાના ઘરમાં દાખલ થવાનું મળે છે..............ખેરાતને ઇસલામીઓ ઘણુંજ સવાબનું કૃત્ય ગણે છે. અને ઘણાં મુસલમાનો ખેરાત આપવાની પ્રસિધ્ધિમાં કહેવત રૂપ છે. મુખ્યત્વે કરીને હઝરત હસન બિન અલી (અલ૦) કે જેઓ **હઝરત મોહમ્મદ** (સલ૦)ના નવાસા (દીકરીના દીકરા) થતા હતા રીવાયત (પરમપરાગત કથા) છે કે તેઓએ પોતાની જીંદગીમાં ત્રણવાર પોતાનો માલ ગરીબોને અર્ધો અર્ધ વ્હેંચી આપ્યો અને બે વારતો જે કાંઇ હતું તે સઘળું આપી દીધું* અને મુસલમાનોમાંના

---

* હઝરત ઇમામ હસન અલ૦ ની આવી ઘણીજ હદપાર સખાવત જોઇને એક વખત અમીર મોઆવિયાએ લખ્યું કે "**લા ખયર ફિલ ઇસરાફ**"

સામાન્ય વર્ગને નેકીઓ કરવાની એવી ટેવ પડેલી છે કે જાનવરોની સાથે પણ નેકી કરે છે"

આ સ્થળે તક હોવાથી અમે **હઝરત અલીએ મુરતુઝા અલ૦** અને તેઓના અહલેબયતની એ હયરતનાક સખાવતનું વર્ણન કર્યા વિના રહી શકતા નથી કે જેનું વર્ણન ખુદાએ "સુરએ દેહર" ની શરૂઆતની આયતોમાં કીધું છે જેમકે તે ફરમાવે છે.

"પુર્ણ કરે છે માનતાઓને, અને ડરે છે એ દીવસથી કે જેની મુસી-
"બત અને સંકટ પ્રસરી જનાર છે (એટલે કયામતથી ડરે છે)
"અને ઇચ્છા તથા જરૂરો હોવા છતાં નાદાર, મોહતાજ, યતીમ
"અને કેદીને ખાણું ખવડાવે છે (જાણે એમ કહેતાં કહેતાં કે)
"અમે ખાણું ખવરાવીયે છીએ તમને માત્ર ખુદાની ખુશી માટે
"અને તમારાથી કોઇપણ બદલાની અથવા આભાર (શુકારના)
"ની ઇચ્છા રાખતા નથી. ખરેખર અમોને ભય છે અમારા
"પરવર દિગારનો એ દીવસથી કે જે ઉદાર અને ઘણો
"સખત છે" (ત્યાર બાદ અલ્લાહ તઆલા તેમને શો બદલો
"સ્વર્ગમાં આપશે તેનું વર્ણન કરે છે.)

આ આયતો ઉતારવાનું કારણ એ કે, એક વખત **હઝરત ઇમામ હસન** અને **હઝરત ઇમામ હુસેન અલ૦** (ન્હાનપણમાં) બીમાર હતાં. **હઝરત મોહમ્મદ સલ૦** (તેઓના નાના) તેમને જોવા માટે ગયાં તો જલદી આરામ થાય એ માટે કાંઇ ખુદાની માનતા માનવાનું ફરમાવ્યું. જે ઉપરથી **હઝરત અલી અલ૦** અને **જનાબે ફાતેમા અલ૦** તથા તેમની લોંડી **જનાબે ફિઝઝા રદી૦** એ તંદુરસ્ત થએ ત્રણ ત્રણ રોઝા રાખવાની માનતા માની- ખુદા તાલાએ તે શાહઝાદાઓને તંદુરસ્તી અને આરામ આપ્યો તો તે બે શાહઝાદાઓ અને **હઝરત અલી અલ૦ જનાબે ફાતેમા** તથા **જનાબે ફિઝઝા રદી૦** એ પાંચે જણે મળીને

---

(નકામું વાપરવામાં ભલાઈ નથી) તે સખી ઇબ્ને સખી મહાન ઈમામે તેના જવાબમાં ઉતર આપ્યો કે **'લા ઇસરાફ ફિલખયર'** (નેક કામોમાં વાપરવું નકામું વાપરવું નથી). મતલબ કે નકામું ખરચ કે ઇસરાફ નથી. (એન્નમુત્તનઝીલ)

રોઝા રાખ્યા. અત્યંત અને હદપાર સખાવતના કારણથી સાંજે રોઝો ખોલવા માટે એટલે અપવાસ તોડવા માટે ઘરમાં કાંઇ ખાણું ઇત્યાદી હાજર રહ્યું હતું નહીં તેથી દીન દુનીઆના શહેનશાહ શેરે લાફતાહ **હઝરત અલી અલ૦** રોઝા રાખવાના દીવસના પહેલાંની આખી રાત એક માણુસના બગીચામાં મજુરી ઉપર કુવામાંથી પાણી ખેંચીને ઝાડોને પીવરાવવાનું કામ કરતાં રહયાં. સવારે તેઓને મજુરી મળી ત્યારે તેઓએ તેનાં કેટલાંક જવ ખરીદયા જેમાંનો ત્રીજો ભાગ **જનાબે ફાતેમા અલ૦** એ દળીને પાંચ રોટલીઓ રાંધી, જ્યારે રોઝો ખોલવાનો વખત આવ્યો ત્યારે તેઓ સર્વે મળીને ખાવા બેઠાં. એવામાં એક ગરીબ માણુસ દરવાજા ઉપર આવી સવાલ કરવા લાગ્યો, જેને **હઝરત અલી અલ૦**એ પોતાના ભાગની રોટલી આપી દીધી અને તે ઉપરથી **જનાબે ફાતેમા અલ૦** એ તથા બંને શાહઝાદાઓએ તથા તેમની લોંડીએ પણ પોત પોતાના ભાગની રોટલીઓ આપી દીધી. અને સર્વે જણાએ માત્ર પાણીથી રોઝો ખોલી ભુખ્યાં સુઇ રહ્યાં. એવી રીતે બીજે દીવસે સર્વે જણાંએ રોઝા રાખ્યા. અને જવને દળીને રોટલાં રાંધ્યાં. જ્યારે રોઝો ખોલવા બેઠાં ત્યારે એક યતીમે આવીને સવાલ કર્યો. ત્યારે તે સર્વે સાહેબોએ પહેલાં દીવસની પેઠે પોત પોતાના ભાગ આપી માત્ર પાણી વડે રોઝા ખોલી બીજી રાતે પણ ભુખ્યાં સુઇ રહયાં. અને એવીજ રીતે ત્રીજે દીવસે પણ બન્યું કે જ્યારે રોઝો ખોલવા માટે બેઠાં ત્યારે એક કેદીએ ( જે હરબી કાફર હતો ) આવીને સવાલ કર્યો સર્વે જણાઓએ આગલા બે દીવસોની પેઠે પોત પોતાના ભાગનાં રોટલાં આપી દીધાં અને માત્ર પાણી પીને સંતોષ માન્યો. અને ખુદાનો શુકર બજાવી લાવ્યાં.

શું આવો દાખલો બીજા ધર્મવાળા દેખાડી શકશે ? ખરે નહીં હઝરત એહલેબેતની આવી આવી „ઉદારતા ભરી વર્તણુકથી આપણને કેટલીક શીખામણો મળે છે જે ઇસલામની ઉંચા પ્રકારની તાલિમ (શિક્ષણ) સિદ્ધ કરવા માટે એક સ્પષ્ટ દલીલ છે.

પહેલાં તો એ કે દરેક મુસીબત અને દુઃખમાં એટલે દરેક આફત અને સંકટમાં ખુદાની પવિત્ર જાત ઉપરજ વિશ્વાસ રાખવો અને તે આફત દુર થવા માટે તેનીજ પાસે વિનંતી કરવી. તેના સિવાય આફતો અને સંકટોનો દુર કરનાર બીજો કોણ છે ? બીજી શીખામણ એ મળે છે કે

હલાલ રોજી મેળવવા માટે કોઇ પણ પ્રકારની મહેનત અને મજુરી કરવાને હલકાઇ અને એબ ગણવું જોઇએ નહીં. અને પોતાની મદદ પોતે કરવી જોઇએ. એટલે Self-helpના કાનુન ઉપર અમલ કરવો કે જે તમામ બરકતો અને વિવેક આદી સદગુણોનું મુળ છે. ત્રીજી શીખામણ એ મળે છે કે પારકા માણસની જરૂરત, તે ગમે તેવા ધર્મનો કે રંગ રૂપનો કેમ ન હોય, તેની દરકાર ન રાખતાં, આપણી જરૂરત પહેલાં બની શકે તેટલે દરજ્જે પુરી પાડવી. ચોથી શીખામણ એ મળે છે કે મહામોહટા સંકટ સમયે ધીરજ ધરવી જોઇએ અને પોતાની ફરજ (Duty) ઘણીજ દ્રઢતા અને લગારે અણગમા વિના બજાવતા ચુકવું જોઇએ નહિ. પાંચમી શીખામણ એ મળે છે કે ઉપકાર કરીને તેનો બદલો ઇચ્છવો જોઇએ નહીં અને બદલો લેવાની ઇચ્છાથી અથવા આભાર મનાવવાની ઇચ્છાથી આભાર કરવો જોઇએ નહીં. પરંતુ જે કાંઇ કરવું તે ખાસ મહાન કિરતારની ખુશી ખાતર કરવું જોઇએ.

**હઝરત અલી** અલ૦ની અનેક સખાવતોમાંની એક એ પણ છે કે **હઝરત રસુલે ખુદા મોહમ્મદ મુસ્તુફા સલ૦** નો નિયમ હતો કે જે માણસ દેવાદાર મર્ણ પામતો તેના જનાઝા ઉપર, લોકોને કરઝ જેવી બલાથી બચાવવા ખાતર, નમાઝ પડતા નહતા કારણ કે દુનીઆમાં કરઝ દેવું મહામોહટી બલા છે. એક વખત એક માણસ મર્ણ પામ્યો, લોકોએ હઝરતને તેના જનાઝા ઉપર નમાઝ પઢવાની દરખાસ્ત કીધી તો હઝરતે પુછ્યું કે "તે માણસ કોઇનો દેવાદાર છે?" લોકોએ કહ્યું "હા" પુછ્યું કે "દેવું વાળવા માટે તેણે પોતાની પાછળ કાંઇ મુકયું છે?" લોકોએ કહ્યું "નહીં" ફરમાવ્યું "તો તમે તેના જનાઝાની નમાઝ પઢી લો" હઝરત અલીને આ સાંભળી દયા આવી તેથી અરજ કીધી કે "યા હઝરત! તેનું સઘળું દેવું મારે માથે આવ્યું. ત્યારે હઝરતે તેના જનાઝા ઉપર નમાઝ પઢાવી. ઇસલામ ધર્મ પ્રથમ તો દેવું કરવાથી બચવાની આજ્ઞા આપે છે અને જો કદાચ દેવું કીધું હોય તો તેને જેમ બને તેમ ઉતાવળથી વાળી દેવાની આજ્ઞા આપે છે. ઇસલામ ધર્મ શીખવે છે કે જ્યાં લગી કોઇ માણસને સીર કોઇનો કાંઇ પણ હક હશે અને તે હક તે અદા નહીં કરે અથવા માફ નહીં કરાવી લે ત્યાં લગી તેને સ્વર્ગમાં દાખલ કરવામાં નહીં આવે ખુદા તઆલા પોતાના હક માણસને જો ચાહે તો બક્ષી આપે

પરંતુ .બીજાના હક જ્યાં લગી બીજા માફ ન કરે ત્યાં સુધી ખુદા માફ કરશે નહીં.

**મી. બાસોર્થ સ્મીથ** પોતાના પુસ્તક **મોહમ્મદ અને મોહામેડનીઝમ**માં મુસલમાનોની ખેરાત વિષે વર્ણન કરતાં **હઝરત મોહમ્મદ સાલ**૦ની ખેરાત વિષેની એક હદીસ લખે છે તે અમે અહીં નોંધીએ છીએ (એ સાહેબે મજકુર હદીસ મુસલમાનોની કઇ હદીસની કીતાબમાંથી લીધી છે એ અમે કહી શકતાં નથી.)

> "જ્યારે ખુદાએ પ્રથ્વી બનાવી ત્યારે તે હાલતી હતી એટલે સુધી કે તેને સ્થીર રાખવા માટે ખુદાએ તેના ઉપર પર્વતો બનાવ્યાં તે વખતે ફિરિસ્તાઓએ પુછ્યું કે હે ખુદા ! તારી સૃષ્ટિમાં પર્વતો કરતાં કોઇ વસ્તુ વધારે મજબુત છે ? ખુદાએ ફરમાવ્યું કે હા, લોખંડ પર્વત કરતાં વધારે મજબુત છે કેમકે તે તેમને તોડી નાંખે છે. પછી ફિરિસ્તાઓએ પુછ્યું. તારી સૃષ્ટિમાં લોખંડ કરતાં કોઇ વસ્તુ વધારે મજબુત છે ? ખુદાએ કહ્યું કે હા, અગ્નિ લોખંડ કરતાં વધારે મજબુત છે કેમકે તે લોખંડને ઓગાળી નાંખે છે, પછી તેઓએ પુછ્યું કે શું કોઇ વસ્તુ અગ્નિ કરતાં પણ વધારે મજબુત છે ? ખુદાએ કહ્યું કે હા, પાણી અગ્નિ કરતા પણ વધારે મજબુત છે કેમકે તે તેને હોળવી નાંખે છે. પછી તેઓએ પુછ્યું કે શું કોઇ વસ્તુ પાણી કરતા પણ વધારે મજબુત છે ? ખુદાએ કહ્યું કે હા, પવન પાણી કરતાં પણ વધારે મજબુત છે કેમકે તે પાણીને હલાવે છે પછી ફિરિસ્તાઓએ પુછ્યું કે હે અમારા પરવરદિગાર ! શું તારી સૃષ્ટિમાં કોઇ વસ્તુ પવન કરતાં પણ મજબુત છે ? ખુદાએ કહ્યું હા, **એ નેક બંદા (સેવક) કે જે જમણા હાથવડે એવી રીતે ખેરાત (દાન) આપે છે કે તેના ડાબા હાથને ખબર પડતી નથી તે સર્વ વસ્તુઓ કરતાં વધારે શકિતવાન છે.**"

હદીસ શરીફમાં છે કે ખેરાત જમણા હાથથી એવી રીતે કરવી કે ડાબા હાથને ખબર પડે નહીં અને જમણા હાથથી આપવાના કારણમાં હદીસ જણાવે છે કે તે ખેરાત અલ્લાહ હાથોહાથ લઇ લે છે માટે અલ્લાહના હાથમાં જમણો હાથ આપવો ઉચીત છે.

ઇસલામના ખેરાત વિષેના નિયમો કેવાં શ્રેષ્ઠ ? કેવાં ચઢીયાતાં ? કેવા માનવ સ્વભાવ અનુસાર છે. વળી તેનું સાદાપણું અને કુદરતી નિયમ પ્રમાણે હોવું જુવો કે તે વાજીબ ખેરાતને એટલે ઝકાત ઇત્યાદીને જાહેર રીતે આપવાનું શીખવે છે અને ઝકાત જાહેર રીતે આપવાનું કારણ કેવું શુદ્ધ અને બુદ્ધિ અનુસાર દર્શાવે છે તે કહે છે જો ઝકાત, વાજીબ ખેરાત ગુપ્તપણે આપવામાં આવે તો લોકો તમોને ઝકાત નહી આપનારાં જાણી હલકાં ગણશે. માટે તેઓ તમારા પ્રત્યે વહેમ ખાવાની આફતમાં ન ફસાય અને તમે તોહમતને પાત્ર ન થાઓ તે માટે વાજીબ ઝકાત જાહેર રીતે આપો અને વાજીબ સિવાયની ખેરાત એવી રીતે આપો કે ડાબો હાથ પણ જાણે નહીં.



# પ્રકરણ સત્તરમું.

## ઇસ્લામે શીખવેલા સદાચાર વિચાર.

કુરઆને મજીદમાં દરેક સ્થળે સદાચાર વિષે એટલી તો આયતો છે કે તે દરેકને અહીં લખવી બની શકે તેમ નથી, પણ માત્ર નમુના દાખલ થોડી અહીં લખીએ છીએ.

" એ લોકો કે જેઓ પોતાનો માલ તવંગરી અને ગરીબીમાં
" ખરચે છે અને ( બદલો લેવાની શક્તિ હોવા છતાં પણ ) ક્રોધને
" પી જાય છે અને લોકોને તેઓના ગુનાહ માફ કરે છે. અને
" ખુદા દોસ્ત રાખે છે બુરાઇને બદલે ભલાઈ કરનારાઓને. "

" અને એ લોકો કે જ્યારે કોઇ મોહટું પાપ અથવા પોતાના
" હકમાં બુરાઇ કરી બેસે છે ત્યારે તેમને તરતજ ખુદા યાદ આવી
" જાય છે, અને પોતાના પાપોની માફી માંગે છે, અને ખુદા
" સિવાય પાપોને કોણ માફ કરી શકે છે? અને ( એ લોકો કે )
" જેઓ પોતાના કર્યા ( કામ ) ઉપર હઠ કરતાં નથી અને તેઓ
" જાણે પણ છે ( કે તે પાપ છે ) એજ લોકો છે કે જેઓનો
" બદલો બખશીશ છે તેઓના પરવર દિગારની તરફથી, અને
" બગીચા કે જેની નીચે નેહરો વહે છે. જેમાં હમેશાં રહેશે. અને
" ( આ ) નેક કૃત્યો કરનારાનો ઉત્તમ બદલો છે "

" ( જન્નત એ લોકો માટે છે ) કે જેઓ તોબા ( પશ્ચાતાપ ) કરે
" છે, ઇબાદત કરે છે, શુકર બજાવી લાવે છે, મુસાફરી કરે છે,
" ( રાહે ખુદામાં ) રૂકુ કરે છે, સિજદા કરે છે, નેક કૃત્યો કરવાનો
" બોધ કરે છે અને કુકર્મો કરવાથી રોકે છે અને ખુદાની હદોનું

"(શિક્ષાઓનું) રક્ષણ કરે છે" (એટલે ખુદાના હુકમોનો અને
"તેની મનાઇઓની પાબંદી કરે છે.)

"એ લોકો કે જેઓ ખુદાના અહદ (એટલે ખુદાએ જે કાંઇ બુદ્ધિપુર્વક
"તેઓ ઉપર આવશ્યક કીધું છે ને પુરું કરે છે અને અહદને તોડતા
"નથી (એટલે અરસપરસ જે વચને બંધાય છે તેનો ભંગ કરતા
"નથી) અને એ લોકો કે જેઓ મેળવી રાખે છે એ વસ્તુને કે
"જેને મેળવી રાખવાનો ખુદાએ હુકમ આપ્યો છે (એટલે સગા
"વ્હાલાંઓ સાથેનો સંબંધ તોડતા નથી) અને પોતાના પરવર
"દિગારનો ભય રાખે છે, અને હિસાબ (આપવાની) ની સખ્તાઇથી
"બીહે છે, અને એ લોકો કે જેઓ પોતાના પરવર દિગારની
"ખુશી ખાતર સબર કરે છે અને વ્યવસ્થા પુર્વક નમાઝ
"પડતા રહે છે અને જે કાંઇ અમે તેમને આપ્યું છે તેમાંથી
"જાહેર રીતે અને ગુપ્તપણે (ખેરાતમાં) ખરચ કરતાં રહે છે, અને
"ભલાઇની સાથે બુરાઇને દૂર કરે છે, (એટલે બુરાઇને બદલે ભલાઇ
"કરે છે) એજ લોકો છે જેઓ માટે આખેરત (પરલોક)નું ઘર છે."

"અને એ લોકો કે જેઓ ઇમાન લાવ્યાં છે, અને જેઓના મન
"ખુદાના સ્મરણથી (યાદથી) શાંત થાય છે, સાંભળો! ખુદાનાજ
"સ્મરણથી મન શાંતી પામે છે. એજ લોકો કે જેઓ ઇમાન લાવ્યાં
"છે અને નેક કામ કર્યાં છે તેઓનાજ માટે ખુશહાલી અને પાછા
"ફરવાની સરસ જગ્યા છે."

"અને ખુશ ખબરી આપ (હે! અમારા પયગમબર) એ આજીઝી
"(નમ્રતા) કરનારાઓને કે જ્યારે ખુદા યાદ દેવરાવવામાં આવે છે
"ત્યારે ડરી જાય છે તેઓના દિલ; અને (ખુશ ખબરી આપ) આફત
"અને સંકટ ઉપર સબર કરનારાઓને અને દુરસ્તીથી નમાઝ પઢ-
"નારાઓને અને જે અમે તેમને આપ્યું છે તેમાંથી ખેરાત
"કરનારાઓને"

"ખરેખર મુરાદે પોંહચી ગયા એ ઇમાનવાળાં જેઓ પોતાની નમાઝ
"આજેઝી અને નમ્રતા પુર્વક અદા કરે છે. અને જેઓ ગુનાહની
"વાતોથી બચે છે, અને એ જેઓ ઝકાત આપતા રહે છે અને
"જેઓ પોતાના શહેવતના (કામ--વિકાર) અવયવોને રોકી રાખે છે
"સિવાય પોતાની સ્ત્રીઓની અથવા એની કે તેઓના કબજામાં
"આવી ચુકેલી છે, તો તે લોકો દોષ પાત્ર નથી અને જેઓ તે
"સિવાય ઇચ્છા કરે છે તેઓ હદથી વધી જનારા છે. અને જે
"લોકો પોતાની અમાનતો (અનામતો) નું અને પોતાના વચન
"(અથવા) કોલ કરારનું રક્ષણ કરે છે, અને એ લોકો કે જેઓ
"પોતાની નમાઝોને વખતસર અદા કરે છે એજ લોકો છે વારસો
"પામનારા જેઓ ફિરદોસ (સ્વર્ગ) ને વારસામાં પામશે, જેમાં
"નિરંતર રહેશે."

"ખરેખર જે લોકો પોતાના માલેકના ભયથી બીહે છે, અને જેઓ
"પોતાના પરવરદિગારની આજ્ઞાઓ ઉપર આસ્થા રાખે છે, અને
"એ જેઓ પોતાના માલિકનો કોઇને ભાગીઓ બનાવતાં નથી,
"અને એ લોક કે આપે છે જે કાંઇક આપે છે મનમાં અંદેશો
"કરીને (એટલે કબુલ થશે કે નહીં એવી શંકા આણીને) (કેમકે
"તેઓને ખાત્રી છે કે છેવટે) તેઓ પોતાના માલેકની તરફ પાછા
"ફરનારાં છે, એજ લોકો છે કે જેઓ નેક કામોમાં એક બીજાથી
"વધી જવાનું ચાહે છે, અને તેમને (સુકૃત્યોને) આગળ વધીને
"બજાવી લાવે છે."

"રેહમાન (કૃપાળુ)ના બંદા. એજ લોકો છે કે જેઓ ભુમી ઉપર
"ગરીબી પુર્વક ચાલે છે અને જ્યારે અણ સમજુ લોકો તેઓની
"સાથે અજ્ઞાનતાની વાતો કરે છે ત્યારે બુદ્ધિ પુર્વક ઉતર આપે છે
"અને એ લોકો કે જેઓ પોતાના પરવરદિગારની આગળ રૂકુ

" અને સિજદા (નમાઝ) માં રાત્રીને પસાર કરે છે, અને એ લોક
" કે જેઓ દોઆ (પ્રાર્થના) કરે છે કે અમારા પરવર દિગાર!
" અમારાથી દોઝખનો અઝાબ (શિક્ષા) દૂર રાખ, ખરેખર તેનો
" અઝાબ એવો છે કે તેનો પીછો છુડાવી શકતા નથી. ખરેખર
" તે ઘણીજ ખરાબ જગ્યા ઠેરવા અને રહેવાની છે, અને એ લોકો
" કે જ્યારે ખરચવા માંડે છે ત્યારે નકકામો ખરચ કરતા નથી. તેમજ
" કંજુસાઇ કરતા નથી. અને તેની વચમાં ગુજરાન કરે છે (એટલે
" મધ્યમતાથી વર્તે છે) અને જેઓ ખુદાની સાથે કોઇને શરીક કરતા
" નથી અને નાહક ખુન કરતા નથી કે જેને ખુદાએ હરામ ઠરાવ્યું
" છે અને તેમજ ઝિના (વ્યભિચાર) કરતા નથી "

" અને એ લોકો કે જેઓ ગુનાહની વાતોમાં શરીક થતા નથી.
" અથવા જુઠી સાક્ષી પુરતાં નથી અને જ્યારે તેઓ કોઇ પાપીયા
" ઓની પાસેથી પસાર થાય છે ત્યારે પોતાને બચાવીને નિકળી
" જાય છે. અને એ લોક કે જ્યારે તેઓને ખુદાની બનાવેલી
" દલીલોની સાથે નસીહત કરવામાં આવે છે ત્યારે તેઓ તે ઉપર
" બેહરાં અને આંધળા થઇને પડતાં નથી (એટલે તેને ન સાંભળી
" હોય અને ન જોઇ હોય એવાં બની જતાં નથી) અને એ લોક કે
" જેઓ દોઆ કરે છે કે હે! અમારા પરવરદિગાર! અમને એવી
" સ્ત્રીઓ અને બચ્ચાં આપ જેઓ આંખોની ઠંડક હોય, અને
" અમોને પરહેઝગારોના સરદાર બનાવી દે; એજ લોકો છે કે જેઓને
" ઇનામમાં ઉંચું સ્થાન આપવામાં આવશે ( સ્વર્ગમાં ) ( ઇલાહી
" તાબેદારી કરવામાં ) તેઓના સબ્ર (ધીરજ) ના કારણથી, અને
" તેમને ત્યાં માન આપવામાં આવશે."

" એજ લોકો જેઓ દુરસ્તીથી નમાઝ અદા કરે છે અને ઝકાત
" આપે છે અને જેઓ આખેરત ( પરલોક ) ઉપર આસ્થા રાખે

" છે. તેઓજ છે પોતાના પરવરદિગારની મહેરબાનીથી સીધા માર્ગ
" ઉપર, અને તેઓજ છે મુરાદે પહોંચનારાં "

યુરોપખંડમાં એમ જાહેર કરવામાં આવ્યું છે કે ઇસલામ એમ માનતાં શીખવે છે કે સ્ત્રીઓને આત્મા નથી. પરંતુ વાંચક વર્ગ નીચેના કુરઆની ફરમાન ઉપરથી સમજી શકશે કે તેઓનું ઇસલામ વિષે એમ માનવું કેટલું ખોટું અને અજ્ઞાનતા ભર્યું છે.

" ખરેખર મુસલમાન પુરૂષો અને મુસલમાન સ્ત્રીઓ, અને ઇમાનવાળાં
" અને ઇમાનવાળીઓ અને બંદગી કરનારીઓ અને સત્ય
" બોલનારાં અને સત્ય બોલનારીઓ અને સબ્ર કરનારા અને સબ્ર
" કરનારીઓ અને નમ્રતા કરનારા અને નમ્રતા કરનારીઓ અને
" ખેરાત આપનારા અને ખેરાત આપનારીઓ' અને રોઝા રાખનારા
" અને રોઝા રાખનારીઓ અને પોતાની શરમની જગ્યાનું રક્ષણ
" કરનારાં અને ( શિયળ ) નું રક્ષણ કરનારીઓ' અને અલ્લાહનું
" ઘણુંજ સ્મરણ કરનારાં અને સ્મરણ કરનારીઓ તેઓ માટે
" તૈયાર કરી રાખવામાં આવી છે બખશિશ ( માફી ) અને મહા
" મોહટો સ્વાબ ( પુન્ય ) "

" એ લોક કે જેઓ મહા મોહટા અને ખુલ્લાં ગુનાહોથી બચે છે
" અને જ્યારે ક્રોધમાં આવે છે ત્યારે માફ કરી દે છે "

" અને એ લોક કે જેઓ પોતાના પરવર દિગારની આજ્ઞાઓ
" કબુલ કરે છે અને પડતાં રહે છે નમાઝ, અને જે કામ કરે છે.
" તે મશ્વેરા ( સલાહ ) થી કરે છે, અને જે કાંઇ અમે તેમને
" આપ્યું છે તેમાંથી અલ્લાહ માટે ( લિલ્લાહ ) આપે છે. અને
" એ લોક કે જ્યારે તેમના ઉપર જુલમ અથવા ઝયાદતી કરવામાં
" આવે છે ત્યારે એક બીજાની મદદ કરે છે, અને બદલો બુરાઇનો
" બુરાઇ છે ( પણ ) એટલીજ, પછી જે માણસે માફ કરી દીધું

"અને ટંટો ચુકવી દીધો તો તેનો બદલો ખુદાને સિર છે. નિશ્ચ:
"સય ખુદા જાલીમોને દોસ્ત રાખતો નથી."

"અને એ જે લોકો પોતા ઉપર થએલાં જુલમનો બદલો લે છે તો
"તેઓ ઉપર કાંઇ દોષ નથી, દોષ તો એજ લોકો ઉપર છે કે
"જેઓ લોકો ઉપર જુલમ કરે છે અને દેશમાં નાહક જુલમ
"કરવાના અને હદથી વધી જવાના પાપ કરે છે. એજ લોકો છે
"જેઓ સખત અઝાબ (શિક્ષા) ના હકદારો છે. અને એ
"લોકો કે જેઓ સબ્ર કરે છે અને માફ કરી દે છે તો ખરેખર
"તે મહા મોહટી હિમ્મતનું કામ કરે છે"

(જાણવું જોઇએ કે કુરૂઆને શરીફની અરબી ભાષા એવી તો અનુપમ છે જેનો સવાદ તે ભાષાને જાણનારાંજ જાણે છે. આ ઉપર લખેલી આજ્ઞાઓ જો તે મુળ ભાષામાં વાંચવામાં આવે છે તો તેનું Force (બળ) જુદુંજ હોય. ગમે તેવા કઠોર હૃદયનો કેમ ન હોય તેના મન ઉપર અસર થયા વિના રહેતો નથી. અને તેની આંખોમાંથી અશ્રુધારા વહ્યા વિના રહેતી નથી. જે માણુસ અરબી ભાષા જાણતો ન હોય અને તે તેમાંનું કાંઇ પણ સમજતો ન હોય તો પણ જ્યારે તે કોઈ કારીના મોંહથી સાંભળે છે ત્યારે તે પણ ખુદાના ભયથી ધ્રુજ્યા વિના રહેતો નથી. દરેક માણુસ જાણી શકે છે કે ભાષાન્તરમાં મુળ ઇબારતનું બળ રહી શકતું નથી. અને તે પણ અરબી ભાષા કે તેનું ગુજરાતી ભાષાંન્તર કરવું ઘણુંજ અઘરૂં છે.



# પ્રકરણ અઢારમું.

## ઇસલામનો પ્રસાર.

મહાન ઇસલામે, પવિત્ર ઇસલામે આવી રીતે મનુષ્ય વર્ગની–દરેક વ્યક્તિની તથા આખા જનસમૂહની જાહેરની તથા અંતરની સ્થીતિને ઉન્નતીમાં લાવવા માટે સરખું લક્ષ દીધું. અને આમ કરવાથી તેણે જગતના ઇતિહાસમાં એ કિર્તી સંપાદન કીધી છે કે જે બીજાં કોઇ ધર્મે (જોઇએ તો તે આકાશી કેમ ન હોય ?) સંપાદન કીધેલી નથી. બાઇબલનેજ જુવો કે તેણે માત્ર માણસની સુધારણાના એકજ સ્થંભ પ્રત્યે લક્ષ દીધું હતું. જ્યારે તે **હઝરત ઇસા અલ૦** ઉપર ઉતારવામાં આવ્યું ત્યારે લોકોમાં જે અસભ્યતા પ્રચલિત હતી, જે જુલ્મી કાનુનો જારી હતાં તે સર્વેનો તે નાશ કરી શક્યું નહોતું. પણ અહીં કુરઆનના સ્થાપેલાં ધર્મને જુવો કે તેણે મહાન પયગમ્બરની હયાતીમાંજ આખા અરબસ્થાનની કાયા પલટી નાંખી હતી. જે લોકો અનીતિમાન, જુલ્મી, ક્રુર અને ગરીબ હતાં, તેઓ નીતિમાન, ન્યાયી, દયાવાન્ અને લગભગ અર્ધ દુનીઆના માલિક બની ગયાં. ખરો ધર્મ કયો છે? એ પારખવાની કસોટી, વિદ્વાન વર્ગ, તેના ધર્મના શિક્ષણોને અને તેથી થએલાં અસરને ગણે છે. ઇસલામજ આ કસોટી ઉપર ચઢી પાસ થઇ શકે છે. ખ્રિસ્તી ધર્મે જનસમૂહના અરસપરસના સંબંધ અને આચાર વિચારમાં ઘણો સારો અસર ઉત્પન્ન કર્યો તે પહેલાં (ધર્મ શરૂ થયાને) ઘણી સદદીઓ થઇ ગઇ હતી. અને મહા મોહટા મોહટા બનાવો બની ચુક્યા હતાં પરંતુ ઇસલામે કીધેલો અસર એટલી બધી સદદીઓ પછીનો નહીં હતો પણ તેણે તો માત્ર પહેલીજ સદદીમાં પોતાની સત્યતાના કિરણો આખા જગતમાં ચમકાવી દીધાં હતાં. અને તેવીસ વરસ જેવી નજીવી મુદતમાં આખા અરબસ્થાનની અને તેની પહેલી સદદીમાં લગભગ અર્ધ દુનીયાની ગરદનોએ તેની આગળ નમન કર્યું હતું. અને તેવીજ આજ્ઞાઓ પ્રમાણે વર્તન શરૂ થયું હતું. ઇસુખ્રિસ્તની હયાતીમાં માત્ર ગણત્રીનાજ માણસો ખ્રિસ્તી થયાં હતાં અને તેમાંના ઘણાં હલકા વર્ગના હતા. અને ખરૂં જોતાં ખ્રિસ્તી ધર્મે ઇસુ

ખ્રિસ્તના શિષ્યોના મન ઉપર કાંઇ અસર કર્યો નહોતો. જો ખ્રિસ્તી ધર્મે તેમના મનમાં સારો અસર કર્યો હોત તો બાર શિષ્યોમાંનો "યહુદા" પોતાના શિક્ષક ઇસુ ખ્રિસ્તને માત્ર ત્રીસ રૂપીઆની ખાતર, યહુદીઓને હવાલે કરત નહીં. અને પીટર જેવો શિષ્ય મુરઘો બોલ્યાં પહેલાં ત્રણ વાર ઇસુ ખ્રિસ્તનો ઇનકાર કરત નહીં. પણ તેથી ઉલટાં ઇસલામના અસરને જુવો કે **મહાન પયગમબરની હયાતીમાંજ** મોહટાં મોહટાં કુળવંત કુટુંબો ઇમાન લાવ્યા હતા, **અને ઇસલામે,** મહાન પયગમબરના શિષ્યો ઉપર એટલો અસર કર્યો હતો કે જ્યારે મહાન પયગમબરને હિજરત કરવાની આજ્ઞા મળી, અને કાફેર કુરેશીઓએ હઝરતના ઘરને ઘેરી લીધું ત્યારે તે મહાન પયગમબરની પથારી ઉપર ઇસલામના મહાન Hero (હીરો) અને તે હઝરતના ભાઇ **હઝરત અલી અલ૦** સુઇ રહ્યાં .એને જે કાફેરોએ ઘેરો ઘાલ્યો હતો તેઓથી લગારે બીહીન્યા નહીં જ્યારે **હઝરત મોહમ્મદ સલ૦** શેઆએ અબિતાલિબમાં છુપી ગયાં હતાં ત્યારે તેમની સાથેના મુસલમાનોને કેટલાં સંકટો વેઠવાં પડ્યાં હતાં? પણ હઝરતના સત્ય શિક્ષણના સબબથી કોઇ તેવી મુસીબતો તરફ અણગમો પણ દેખાડતું નહતું. **મીસીસ એનીબી સેન્ટ** કહે છે કે "કાફેરોના જુલ્મો એવાં તો નિર્દયતા ભર્યાં હતાં કે માણસ જાતીના લોહી-માંસથી ખમી ન શકાય, આ ઇસલામ ધર્મ પાળનારાઓને તેઓ ચીરી નાખતા, તેઓ તે બાગડાઓ ( મુસલમાનો ) ને અણીયાળી લાકડીઓથી હડસેલાં મારતાં, તેઓને અરબસ્થાન જેવા દેશની સખત ધગ ધગતી રેતી ઉપર અતિશય તપતા સુરજ તરફ મોંહડું કરી સુવરાવતાં, અને જે બિચારો આટલું બધું દુઃખ સ્હેતો અને અતી વેદનાથી ટળવળતો તેને એવો પ્રશ્ન કરતા કે ' તારી જગ્યાએ **મોહમ્મદ** ( સલ૦ ) હોય અને તું નિરાંતે ઘરમાં બેઠો હોય એવું તું શું ચાહે છે?" તે વખતે તે અંતઃકરણ પુર્વક ઇમાન લાવેલો બહાદુરીથી ઉતર આપતો કે "મહાન પરવરદિગાર મારો સાક્ષી છે કે જો (મોહમ્મદ સલ૦) ને એક કાંટો વાગવા જેટલી પણ ઇજા પહોંચે તો હું કદી મારાં બૈરાં છોકરાં અને માલમતાના વૈભવમાં રહેવા ઇચ્છતો નથી." જે ધર્મ અથવા શિક્ષક પોતાના શિષ્યોના હૃદયો ઉપર આવી જીત મેળવે તે ધર્મ અથવા શિક્ષકમાં ઉતમ ગુણો હોવાંજ જોઇએ. ખરે મહાન ધર્મ અને મહાન પુરૂષનાજ શિષ્યો આવાંજ હોઇ શકે છે? શું ખ્રિસ્તી ધર્મે તેની શરૂઆતમાં માણસોના મન આવી રીતે હરી લીધાં હતાં? નહીં કદી નહીં"

મી. થોમ્સ કારલાઇલે ઇ. સ. ૧૮૪૦ ના મે માસની ૮ મી તારીખે જે લેક્ચર ઇસલામ વિષે આપ્યું હતું તેમાં કહ્યું છે કે "અરબ પ્રજામાં ઇસલામનું આવવું, જાણે અંધઃકારમાં પ્રકાશ આવવા સમાન છે, અરબનો દેશ પહેલ વહેલાં તેનાથીજ સજીવન થયો, અરબો પહેલાં બકરાં ચરાવનાર એક ગરીબ પ્રજા હતાં. અને જ્યારથી દુનીઆ સરજાઇ હતી ત્યારથી અરબસ્થાનના વિશાળ અરણ્યોમાં ફર્યા કરતાં હતાં અને કોઇ માણસને તેનો ખ્યાલ વટિક ન હતો. તે પ્રજામાં એક મહાન (ઉલુલઅઝમ) પયગમબર એવા કલામ-વાણીની સાથે મોકલવામાં આવ્યો કે જે ઉપર તેઓ યકીન-આસ્થા કરતા હતા હવે જુવો કે જે વસ્તુને કોઇ જાણતુ ન હતું તે આખા જગતમાં પ્રખ્યાત થઇ ગઇ, અને નાહની વસ્તુ ઘણીજ મોટી બની ગઈ. ત્યાર પછી એક સદીમાં અરબની એક પ્રજા ગેરેન્ડા (ગરનાતા) અને એક તરફ દીલ્લી થઇ ગઇ. અરબની બહાદુરી અને મોહટાઇની ચમક અને તેની બુદ્ધિનો પ્રકાશ એક લાંબા સમય સુધી દુનીઆના એક મોહટા ભાગ ઉપર ચમકતો રહયો. આસ્થા (એતેકાદ) એ મહા મોહટી વસ્તુ છે. જે પ્રજા વસ્તુ ઉપર આસ્થા લાવે છે તો તેના વિચારો ફળરૂપ બની જાય છે, જુવોને ? તેજ અરબો ! તેજ **મોહમ્મદ સલ૦** અને એજ એક સદીનો સમય ! શું એમ જણાતું નથી કે જાણે એક ચણગારી આ જગત ઉપર પડી જે પેહલાં કાળી ન જણાય તેવી રેત દેખાતી હતી. પરંતુ જેવી ચણગારી પડી કે તરતજ તે કાળી રેત દેશથી ઉડી જનાર દારૂ (ગોળા) સમાન બની ગઇ અને તેના ભડકા એટલે ઉંચે ચઢયા કે કયાં દીલ્લી અને કયાં ગેરેન્ડા બંન્ને જગ્યાએ જઇ પડયા. મારા ધારવા પ્રમાણે આ મહાન નર (હ. મોહમ્મદ સલ૦) એક આકાશી વીજળી હતાં, અને બાકીના માણસો ઇંધણ સમાન જાણે વીજળીનીજ વાટ જોતાં હતાં. વીજળી પડી અને તેઓ સર્વે પ્રકાશિત થઇ ગયાં."

એક બીજો ખ્રિસ્તી લેખક લખે છે કે— "ઇસલામ એક એવો કાનુનોનો સંગ્રહ છે કે તેણે બાળકોને કતલ કરવાની મનાઇ કીધી જે રીત અરબસ્થાન અને તેની આસપાસના દેશોમાં પ્રચલિત હતી. જો કે ખ્રિસ્તી ધર્મે એ રીતની મનાઇ કીધી હતી પણ તેને તેમાં ઇસલામ જેટલો વિજય મળ્યો નથી. ઇસલામે ગુલામીની રીતને બંધ કરી દીધી જે તે

દેશની અજ્ઞાનતાના સમયની રીત હતી. ઇસલામે દેશ દેશના હકોનું સંરક્ષણ કીધું અને સર્વેને સરખાં હકો આપ્યાં, અને માત્ર એજ લોકોના હકમાં ન્યાય કીધો નથી કે જેઓએ ઇસલામ ધર્મ સ્વીકાર્યો હતો, પરંતુ એ લોકો સાથે પણ ઇસલામે ન્યાય કીધો કે જેઓને તેના (ઇસલામના) હથીયારોએ હરાવ્યા હતાં; ઇસલામે એ ટેક્ષ (વેરો) કે જે રાજ્યને આપવામાં આવતો હતો તેને ઓછો કરીને માત્ર દસમો ભાગ ઠરાવ્યો. ઇસલામે વ્યાપારને સઘળી મેહસુલો અને અડચણોમાંથી મુક્ત કર્યો. ઇસલામે ધર્મ ગુરૂઓને અથવા ધાર્મીક કામમાં મરજી ન હોય તો પણ નાણું આપવાની મનાઇ કીધી. અને બીજા ધર્મના સઘળાં લોકોને વિજયી ધર્મ (ઇસલામ)ને તેના દરેક ફાળામાં નાણું ભરવાથી મુક્ત કર્યા. ઇસલામે વિજય પામેલાં ટોળાના સઘળા હકો પરાજીત થએલાં લોકોમાંથી એ લોકોને આપ્યાં કે જેઓ હાર પામેલો ધર્મ પાળતાં હતાં અને તેઓને એટલે હાર પામેલા અને બીજે ધર્મ પાળનારાઓને ઇસલામે આશ્રય આપ્યો. ઇસલામે માલનું સંરક્ષણ કીધું. વ્યાજ લેવાને અને અદાલતના હુકમ વિના ખુનનો બદલો લેવાને બંધ કીધું. સ્વચ્છતા અને પરહેઝગારીની રક્ષા કીધી. અને આ સર્વે વાતોનો માત્ર બોધજ કીધો હોય તેમ નથી બલકે એ સર્વે વાતોને ઉત્પન્ન કીધી અને લોકોમાં સ્થાપી દીધી. લુચ્ચાઇ, દોંગાઇ ઈત્યાદી દુષ્ટતાનો નાશ કીધો. અને દરેક માણસને માન આપવાનો બોધ કીધો!!" પછી તે આગળ ચાલતાં લખે છે કેઃ—"આ સર્વે સુધારો એ એકજ માણસે કીધો કે જેણે પોતાના દેશના સર્વે લોકોમાં પોતાનો આત્મા ફુંકી દીધો, અને સઘળી પ્રજાના મન ઉપર ઘણાંજ માનનો ખ્યાલ જે કદી કોઈ માણસ માટે જાહેર કરવામાં આવ્યો નથી સ્થાપી દીધો"

તેણે કાનુનોનો અને નૈતિક શિક્ષણોનો જે સંગ્રહ લોકોને આપ્યો તે ઉંચા તથા મહાન વિચાર વાળાની તથા સામાન્ય સ્થીતિવાળાની તથા હલકાં લોકો ઇત્યાદી સર્વે પ્રકારના લોકોની ગરજને સારે તેવો છે, વાચકો! આ મહાન નર ભણેલ ગણેલ નહતાં. અને તેથીજ અરબીમાં તેઓ ઉમ્મી પયગમ્બર અને અંગ્રેજીમાં Illiterate prophet કહેવાય છે તેઓએ પોતાના દેશની બહાર મુસાફરી કીધી નહતી. તેઓ વિદવાનોની સંગતમાં રહયાં નહતાં. તેઓ એવા દેશના લોકોમાં મોહટાં થયાં હતાં કે જેઓ સર્વે રીતે અજ્ઞાન અને હયવાન સમાન હતાં. તો જ્યારે ભણેલ ગણેલ નહીં તેમજ વિદવા-

નોની સંગત પણ નહી, મુસાફરી પણ કીધેલ નહીં કે અનુભવ મેળવ્યો હોય ત્યારે આવો મહાન ઇસલામ ધર્મ કેવી રીતે લાવ્યા એ પ્રશ્ન ઉત્પન્ન થતાંજ એ નિરાકરણે આવવું પડે છે કે તેઓને શીખવનાર મહાન કિરતાર હતો. અને તેણેંજ તેમને ઉપદેશ કરવા માટે પેદા કીધાં હતાં અને તેથીંજ તેઓના શિક્ષણમાં એવો અસર હતો કે તેમની વાણી લગાર સાંભળતાંજ માણસ ઇમાન લાવતો હતો. તેઓના એ ચમત્કારિક સુશિક્ષણના પ્રતાપેજ ઇસલામ એવાં થોડાં સમયમાં આખા જગત ઉપર પ્રસરવા શકિતવાન થયો હતો. જો તે ઇલાહી ધર્મ હોત નહીં તો તેનો આવો અજાયબીમાં ગરકાવ કરી નાંખનાર પ્રસાર તરતજ થાત નહીં. ઉપરાંત મહાન ઇસલામ ધર્મ ઇલાહી ધર્મ ( ઐશ્વરી ધર્મ ) છે, એ, તેના સુશિક્ષણોના જાથુક અને નિરંતરના અસર ઉપરથી પણ સિદ્ધ થાય છે. ઇસલામે માત્ર તેની શરૂઆતમાંજ એટલો બધો વિચિત્ર અને હેરત ભર્યો અસર કર્યો હોય તેમ નથી પણ તેના આરંભથી કે અધ્યાપી લગી તે બોધ કરવામાં અને જનસમુહના અંતઃકરણો ઉપર રાજ્ય કરવામાં સરખીજ સતા ધરાવે છે. તેના ચમત્કારિક મહાન અને શ્રેષ્ટ ઇલાહી સુશિક્ષણો સાંપ્રત સમયમાં પણ લોકોના મન હરી લે છે અને માણસોના મલિન અંતઃકરણોને સ્વચ્છ અને શુદ્ધ કરી તેમાં માણસાઈ અને નીતિનાં બીજ રોપી દે છે. અને જે શ્રેષ્ટતા માણસે પ્રાપ્ત કરવી જોઇએ તે શ્રેષ્ટતાની અમુલ્ય નેઅમત બક્ષે છે. ઇસલામના પ્રસાર વિષે વુલ્વર હેમ્પટનની ચર્ચ કોંગ્રેસ સનમુખ **મી. કેનન ટેલરે** જે વિષય વાંચ્યો હતો અને જે **"સેન્ટ જેમ્સ ગેઝેટ લંડન"** ( તા. ૮ મી અકટોબર ૧૮૮૭ ) ના અંકમાં છપાયો હતો તેનો તરજુમો નીચે લખીએ છીએ, તે ઉપરથી સમજી શકાશે કે ઇસલામ ધર્મ માણસોને મુસલમાન બનાવવામાં કેવો અસર ધરાવે છે તેઓ કહે છે કેઃ—"આપણે એ કબુલ કરવું જોઇએ કે ઇસલામ ધર્મ દુનીઆના એક મોહટા ભાગ ઉપર એક ઉપદેશક ધર્મની પેઠે, ખ્રિસ્તી ધર્મ કરતાં વધારે ફતેહમંદ ( સફળ ) નીવડયો છે, મુર્તી પુજાનો ત્યાગ કરી ઇસલામ ધર્મ ઉપર ઇમાન લાવનારા ખ્રિસ્તી ધર્મ ઉપર ઇમાન લાવનારાંઓ કરતાં વધારે છે એટલુંજ નહીં પરંતુ કેટલાંક દેશોમાં ખ્રિસ્તી ધર્મ ખરેખર ઇસલામ ધર્મથી પાછળ હઠતો જાય છે. અને મુસલમાન પ્રજાઓને માનનારા (ખ્રિસ્તી ધર્મના) બનાવનારા પ્રયત્નો તદન અસફળ નિવડે છે. અને આપણે ત્યાં માત્ર આપણા પગ જમાવી શકતા

લેખકો, એરેબીયન પ્રોફિટે (મોહમ્મદ સલ૦ એ) પોતાની પ્રજાને સુધારવા માટે અને તેનો પુનરોદ્ધાર કરવા માટે જે સંસારિક સાધનો (લડાઇઓ) વીગેરે ખ્રિસ્તીઓના મત પ્રમાણે વાપર્યા તેમાં શયતાની સુચનાઓ હતી, અને ઇસુ ખ્રિસ્તે Prophet of Nazareth એવા સાધનો (કદાચ તેવી તક મળી નહીં તેથી) ન વાપર્યા તેનું કારણ ઇસુ ખ્રિસ્તમાં ઇશ્વરત્વ હતું એમ દર્શાવે છે, પણ આવા લેખકોનું લખવું કેટલે દરજ્જે ગેર વ્યાજબી અન્યાય અને પક્ષપાત ભર્યું છે તે આપણે તપાસીશું તેઓના આવા લેખ માત્ર ઇતિહાસના વૃત્તાંત વિરૂદ્ધ નહીં પણ માનસિક સ્વભાવની વિરૂદ્ધ છે.

**ઇસુ ખ્રિસ્ત** અને **હઝરત મોહમ્મદ સલ૦** એ બંને પયગમબરોના જીવનની બિનાઓ તદન એક બીજાથી ઉલટી છે. ઇસુ ખ્રિસ્તની ટુંકી મુદતની પયગમબરીમાં તેના ઉપર માત્ર હલકાં અને અજ્ઞાન વર્ગ ગણત્રીના માણસો ઇમાન લાવ્યા હતા, જેઓ જાતના માછી હતાં તેના શિષ્યોની સંખ્યા વધવા પામે અથવા તેઓ એવાં વગ વશીલાં વાળાં થાય કે તેઓ માટે વ્યવહારિક નિયમોની જરૂરત પડે, અથવા તેઓ આધ્યાત્મિક (રૂહાની) શિક્ષણ આપવા માટે અથવા તે વખતના મુખ્ય ધર્મના જુલમથી પોતાનું રક્ષણ કરવા માટે કોઇપણ પ્રકારની યોજના યોજી શકે ત્યાર પહેલાં ઇસુ ખ્રિસ્ત, એ પાદરી વર્ગ અને નિર્દય પ્રજાના જુસ્સાઓનો ભોગ થઇ પડયો કે જેઓને બોધ આપવા માટે આવવાનો તે દાવો કરતો હતો ત્યાંના રાજાની સત્તાના કારણથી જે કાયદાઓ પાળવાજ પડે એવા કાયદાઓના બંધારણવાળી પ્રજામાંથી ઇસુ ખ્રિસ્તના શિષ્યો જુદાં પડયાં હતાં તેથી તેઓને નવા કાયદા બાંધવાની તક મળી નહીં. તેમજ ઇસુ ખ્રિસ્તને પણ તેઓ માટે કોઇપણ જાતના વાસ્તવિક રીતે વ્યવહારિક અને નૈતિક કાનુનોની જરૂર જણાઇ નહીં, પણ જ્યારે ખ્રિસ્તીઓની સંખ્યા વધી પડી ત્યારે આવી જરૂરત જણાઇ.

એવીજ રીતે જ્યારે **હઝરત મોહમદ સલ૦** એ બોધ આપવાનું અને પોતાની પ્રજાને સુધારવાનું કામ માથે લીધું ત્યારે તેમના પણ અસંખ્ય દુશમનો થયાં, પ્રથમ પ્રથમ તો તેમના શિષ્યો પણ થોડાં હતાં પણ તેમની હયાતી સુધીમાં તો અસંખ્ય થઇ ગયાં હતાં તેઓ ઉપર કેટલાંક લોક મુર્તિ પુજનનું બંધન છોડી ઇમાન લાવ્યા હતા અને આ મહાન પયગમ્બર

જે વાણી (કુરઆન) લાવ્યા હતા તે સાંભળતા હતા. **હજરત મોહમ્મદ સલ૦** તેઓને પ્રેમ, નમ્રતા, ઉદારતા અને સખાવતનું શિક્ષણ આપતા હતા.

પણ તેઓ એવી જંગલી અને કઠોર મનવાળી પ્રજા તરફ મોકલવામાં આવ્યા હતાં કે જેની જીંદગીનો મુખ્ય હેતુ ખુંખ્વાર લડાઇઓ હતો. પ્રથમ જ્યારે તેઓએ પોતાની પયગમ્બરીની પદવી પ્રસિધ્ધ કરી અને લોકોને મુર્તિ પુજાનો ત્યાગ કરી સર્વ શકિતમાન ખુદાની ઐકયતા તરફ આવવાનો બોધ શરૂ કર્યો ત્યારે આ નિર્દય પ્રજા તેમની તરફ ઘણીજ ધિક્કારની લાગણીથી જોવા લાગી અને પછી એટલી બધી ક્રોધાયમાન થઇ ગઇ કે વેર લેવા તત્પર થઇ જેમ જેમ દ્રઢતા અને નિડરપણે આ મહાન પયગમ્બર બોધ કરતા ગયા તેમ તેમ તેમના શિષ્યોની સંખ્યા વધતી ગઇ એટલે સુધી કે મદીનાના રહેવાશી તેમને મદીને પધારવાનું આમંત્રણ આપી ગયાં. જ્યારે મકકાના રહેવાશીઓએ તેમના ઉપર અનહદ જુલમો ગુજાર્યા અને આખરે તેમને કતલ કરવા તત્પર થયાં ત્યારે તેઓ મદીને હિજરત કરી ગયાં જ્યારથી તેઓ મદીનાવાશીઓના આશ્રયમાં ગયા, જ્યારથી તેઓને મદીનાની સરદારી મળી ત્યારથી તેઓનું ભાવી ત્યાંના સર્વે રહેવાશીઓની સાથે ગુંચાઇ ગયું, અને તે વખતથી સર્વે મુર્તી પુજક શત્રુઓ અને તેમના મદદગાર રાત દીવસ હઝરતને ઠાર કરવાનો લાગ જોતાં રહયાં આખર અરબસ્તાનના અસંખ્ય કબીલાઓના એકઠાં હુમલાઓની સામે માત્ર આ એકજ શહેરને ટકકર ઝીલવાની રહી અને આવી સ્થીતિ હોવાથી મુસલમાનોને પોતાનો બચાવ કરવા અર્થે ઉપાયો લેવા જરૂરી જણાયાં એ તો નિયમજ છે કે જ્યારે સમજુતી આપ્યાં છતાં કોઇ ન માને ત્યારે દબાણ વાપરી તેને મનાવવો જોઇએ.

જ્યારે ઇસુખ્રિસ્તે પોતાના શિષ્યોને બચાવના હથીયારો અથવા સાધનો સંભાળવાની શીખ આપી હતી, ત્યારે તેના અંતઃકરણમાં પોતાનો બચાવ કરવાની જે પ્રેરણા બુધ્ધિ રમી રહી હતી તેજ પ્રેરણા બુધ્ધિએ, મુસલમાનોને જ્યારે તેઓના નિર્દય શત્રુઓએ તેમના ઉપર હુમલા કર્યા ત્યારે હથીઆર પકડવાની જરૂર જણાવી.

પયગમ્બરની ઉપદેશ કરવામાં અથાગ મહેનત, માયા અને મમતાથી ધીમે ધીમે, અરબસ્થાનના જુદાં પડી ગએલાં સર્વે કબીલાઓ એક વાર

હળી મળી ગયાં અને તે સર્વે થોડાંજ વખતમાં એટલે જોત જોતામાં જે એક ખુદાને માનવા તરફ ધિક્કાર દર્શાવતા હતા તેજ એક ખુદાની સમક્ષ માથાં નમાવત્રા અને તેનીજ ભક્તિ અને ઇબાદતમાં તલ્લિન રહેવા લાગ્યાં અને આવી રીતે જે ભુમી ઉપર નિરંતર લોહીની નદીઓ વહ્યાં કરતી હતી તે ભુમી ઉપર ચારે તરફ સુખ શાંતી પ્રસરી ગઇ. જ્યારે હઝરત મોહમ્મદ સલ૦ પ્રગટ થયાં ત્યારે જુદા જુદા દેશ અને જુદી જુદી પ્રજાઓ સાથે વ્યવહાર રાખવાની અને એક બીજા ઉપર અહેસાન કરવાની રૂઢી તદન અજાણી હતી. જ્યારે પ્રજાઓ અથવા જાતો એક બીજા સાથે યુદ્ધ કરતી ત્યારે હમેશાં જે પરિણામ આવતું તે મહા બળવાન યોદ્ધાઓની કતલ, નિર્દોષોનો ગુલામી અને મોહટાં મોહટાં ખાનદાનો અને ઘરબારોની લુટફાટ હતું.

રોમન લોકોની કાયદા બાંધવાની રૂઢીને તેર સૈકા થઇ ગયાં તે વખતના તેઓના કાયદા જો કે બહુ ચાહી અને ઉંચા પ્રકારના હતા તો પણ તેઓ જુદા જુદા દેશ અને જુદી જુદી પ્રજાઓ સાથે કેવી નીતિથી અને કેવી માણસાઇથી વર્તવું જોઇએ તે વિશેની પુરી ગરજ સારે. તેવા ન હતા. રોમન લોકો પોતાની આસપાસ રહેતી પ્રજાઓ સાથે માત્ર તેઓને વશ કરવાનાજ હેતુથી યુદ્ધ ચલાવતા. જ્યારે તેઓ ફતેહ પામતા ત્યારે સ્વતંત્રપણે પોતાની મરજી મુજબ હાર પામેલાં લોકો સાથે વર્તતા, સલાહ કરવામાં આવતી હતી અને જો ન ફાવતું તો તરત તે સલાહોના ઠરાર તોડી નાંખવામાં આવતાં. તેઓની નજરોમાં બીજી પ્રજાઓની સ્વતત્રા લગારે અગત્યની ન હતી. તે પ્રજામાં જ્યારે ખ્રિસ્તી ધર્મ પ્રસર્યો ત્યારે તેણે પણ તેમના આ મતમાં જરાએ ફેરફાર કર્યો નહીં, લડાઇઓ અને યુદ્ધોની સ્થીતિ તો પ્રથમ જેવીજ નિર્દયતા ભરી અને કઠોર રહી, જીતનારા લગાર પણ દયા વિના લોકોને ગુલામીમાં પકડી લેતાં. સંધીયો (સલાહ) કરવામાં આવતી પણ જ્યારે મુખ્ય સરદારની મરજી બદલતી ત્યારે તે સંધીયો તોડી નાંખવામાં આવતી, ખ્રિસ્તી ધર્મે બીજા દેશો અને બીજી પ્રજાઓ સાથે નીતિથી વર્તવાનો બોધ ન આપતાં પોતાના શિષ્યોને એમને એમ અંધકારમાં પડી રહેવા દીધાં.

એ સત્ય છે કે પશ્ચિમમાં લેટીન ચર્ચ (Latin Church)ની ચઢતી થવાથી, અને રોમના પાદરીઓ (Bishops) ની સત્તામાં અગત્યનો વધારો

કરવાથી લેટીન ખ્રિસ્તી દુનીઆમાં બીજા દેશો સાથેના વ્યવહારની જોખમદારી કેટલેક અંશે દાખલ થવા પામી હતી; પણ માત્ર આ જોખમદારી રોમન ચર્ચના અનુયાયીઓ સુધીજ પહોંચી હતી અથવા કદી કદી મહેરબાની દાખલ ગ્રીકસ ખ્રિસ્તીઓ સુધી આ જોખમદારી પહોંચાડવામાં આવી હતી. પણ બાકીની દુનીઆને આવી જોખમદારીના ફાયદાઓથી બાતલજ કરવામાં આવી હતી. વધારે અશક્ત પ્રજાઓ ઉપર પહેલ વહેલાં ચઢાઇ કરવાના કારણમાં અથવા દલીલમાં "ધર્મ" નું નામ લેવું પુરતું હતું, ધર્મ કહ્યું એટલે થયું, બીજી પ્રજાઓ ઉપર ગમે તેવા જુલમો કરવામાં આવે તેની પરવા નહીં. એજ "ધર્મ" તેઓને અશકત પ્રજાઓનો માલ લુટી લેવા તરફ અને તેઓને ગુલામ બનાવવા તરફ દોરતો. બળાત્કાર અને જુલમના દરેક કૃત્યની "ચર્ચ" તરફથી પરવાનગી મળી હતી અને જ્યારે હદથી વધારે દુષ્ટતા તથા અન્યાય થતો ત્યારે 'પ્રાયશ્ચિત" ગુન્હેગાર માટે જન્નત ( સ્વર્ગ ) નો રસ્તો ખુલ્લો કરી દેતું. ચર્ચની સદર પરવાનગી સાથે કરવામાં આવેલી ચાર્લેમેગને ( Chalemagne ) ની પેહલી કતલોથી લઇ અમેરીકાની નિરઅપરાધિ પ્રજાઓની કતલ અને ગુલામગીરી સુધીમાં, દેશ દેશ સાથના વ્યવહારની જોખમદારીની, અને માણસાઇની ફરજોનો બેશુમાર ભંગ થયો હતો. ઉદારતાના આ પ્રથમના ધોરણો પ્રત્યેની બેદરકારીએ તેઓને ઇસુ ખ્રિસ્તના એ અનુયાયીઓને કતલ કરવા તરફ દોર્યા હતા કે જેઓએ ચર્ચથી અલગાં રહેવાની હિમ્મત ધરી હતી.

પ્રોટેસ્ટન્ટ પંથની ચઢતી થવાથી પણ ખ્રિસ્તીઓની આ વર્તણુંકમાં કાંઇ ફેર પડયો નહીં હતો. તેઓમાં માંહોમાંહેના યુધ્ધો અને અરસપરસની કતલ તેજ એક મોહટા ઇતિહાસ બનાવી શકે. ખ્રિસ્તી ચર્ચો જો કે ગમે તેટલાં માંહોમાંહે એક બીજાથી વાદમાં અને સિદ્ધાંતમાં જુદા પડતાં હતાં તો પણ જે પ્રજાઓ ખ્રિસ્તી ધર્મ પાળતી નહોતી તેઓને હકો નહીં આપવામાં એક મત હતાં, પણ તેથી ઉલટાં ઇસ્લામી ધર્મ પારકી પ્રજાઓ સાથે સંબંધ રાખવામાં અને તેઓને હકો આપવામાં લગારે બાધ ગણતો નહીં. જ્યારે નૈતિક અને સામાજીક સ્થીતીની રૂએ આખું આલમ અંધઃકારમાં પડેલું હતું ત્યારે **હઝરત મોહમ્મદ સલ૦** એ સર્વે મનુષ્યો સરખાં છે એ વિષેના એવા નિયમો અને કાનુનો શીખવ્યાં

કે તે નિયમો અને કાનુનો તેની ખુબી અને મહત્વતામાં બીજા કોઇ ધર્મના પુસ્તકોની બરાબરી કરી શકે. હોલમ નામનો પ્રખ્યાત લેખક કહે છે કે "ઇસલામ ધર્મ ખુદાના બંદાઓની સમક્ષ રજુ કરવામાં આવ્યો હતો પણ જબરદસ્તીથી કબુલ કરાવવામાં આવ્યો નથી. અને જેઓએ આ ધર્મને કબુલ કર્યો તેઓને વિજયી ( ફતેહ કરનાર ) પ્રજાના જેવા ( સરખા ) હકો આપવામાં આવ્યા, અને જ્યારથી દુનીઆ હયાતીમાં છે ત્યારથી કે હઝરત મોહમ્મદ સલ૦ના વખત સુધીમાં, વિજય પામનાર પ્રજાઓએ હાર પામેલી પ્રજાઓ ઉપર જે શરતો મુકી હતી તેમાંથી હાર પામેલી પ્રજાઓને મુક્ત કીધી" ઇસલામના કાનુનોથી, જે પારકા ધર્મવાળા ઇસલામ ધર્મના તાબામાં હતા તેમને પોત પોતાની ઇબાદત ( ભકિત ) કરવાની અને સ્વતંત્ર પણે તેમનો ધર્મ પાળવાની સ્વતંત્રતા આપવામાં આવી. કુરઆનનું વાકય "ધર્મમાં જુલમ નથી." ઇસલામ ધર્મે જે ઉદારતા અને સ્વતંત્રતાનો ઉપદેશ આપ્યો છે તેની જબરી દલીલ છે. "જ્યારે ઇમાન અલ્લાહ તરફથી આવી શકે છે ત્યારે શું તું માણસોને ઇમાન લાવવામાં લાચાર કરી શકીશ ? જેઓ તમને મુકી દે છે તેમને વળગ્યાં રહો, તમારા અંતઃકરણો આગળ સાચું બોલો, અને જે કોઇ તમારી સાથે ખરાબ રીતે વર્તે તેની સાથે તમે સારી પેઠે વર્તો." આ એ મહાન શિક્ષકના શબ્દો છે કે જેના ઉપર ધર્માધપણાનું તોહમત મુકવામાં આવ્યું છે, આ આયત કોઇ એ કાબુ દીવાનાનો લવારો નથી તેમજ કોઇ નકામા વિચારો બાંધનારા ફીલોસોફરના વચન નથી પણ એ માણસની વાણી છે કે જે એક મહાન સલતનતનો બાદશાહ હતો, જેની એટલી સત્તા હતી કે તે ચાહે તેવા કાયદા પોતાના રાજ્યમાં ચલાવી શકે. આ એવા સત્તાવાન માણસની વાણી છે કે, જેના તાબામાં હજારો લડવઇયા હતા અને જો તે ચાહે તો પોતાની તલવારની અણીથી નહીં માનનારાઓને મનાવી શકે, પણ આટલી બધી સત્તા હોવા છતાં તેણે કોઇ ઉપર બળાત્કાર વાપર્યો નહીં. ધર્મમાં, અને રાજ્યખટપટના વિષયમાં, માણસોએ સહનશિલતા ( Toleranco ) નો ઉપદેશ કીધો છે અને તેને વ્યવહારમાં ચાલુ રાખવા માટે પ્રયત્નો કર્યા છે પણ જ્યાં સુધી તેઓ અશકત હતાં ત્યાંજ સુધી, પછીથી તો જુલમ કરવો શરૂ કરી દીધો છે. જ્યારે તેઓને, પોતાના શતરૂઓ સામે લડવા જેટલું બળ મળ્યું છે ત્યારે તરતજ સહન શિલતાને બદલે કતલ ચલાવવી શરૂ કીધી છે.

"સીઝર" ની પછી જ્યારે કોન્સટેનટાઇન ગાદીએ આવ્યો ત્યારથી ધાર્મિક કતલો ચાલવી શરૂ થઇ, અને બિચારા યહુદીઓ દરેક પ્રકારનો જુલમ સહેવા લાગ્યા. "લેકી" કહે છે કે કોન્સટેનટાઇનની હકુમતમાં ચર્ચને Civil Power મળી. જુલમ કરવાનો સાધારણ નિયમ તેના રાજ્યમાં દાખલ કરવામાં આવ્યો. અને તેનો અમલ, યહુદીઓ, અધર્મીઓ અને મુર્તી પુજકો ઉપર ચાલુ રહયો. તેઓ ઉપર દરેક પ્રકારની કૃરતા વાપરવામાં આવતી હતી. તેઓને, ધીમે બળતી અગ્નિમાં જીવતાને જીવતાં બાળી દેવામાં આવતાં અને મોહટા મોહટા પાદરીઓ આવી કતલ અને આવા જુલમને પવિત્ર ગણતાં. ચર્ચના મહાત્માઓમાંના એક મોહટાં મહાત્માએ આવા જુલમ અને આવી કતલના પક્ષમાં દલીલો રજુ કીધી હતી. ઓગણીસમા સૈકાની શરૂઆતમાં જ્યારે ખ્રિસ્તી ચર્ચ, એપોસલ્સ (Apostles) પાસેથી સત્તા લેવાના પ્રયત્નો કરી રહ્યું હતું ત્યારે ધર્મના નામે લડાઇઓ કરતાં ચુકયું નહોતું. આવા પ્રકારના જે ધર્મમાં જુલમ થતાં હતાં તે ધર્મ, દેશની પ્રજાઓ સાથે રાખવી જોઇતી નીતિનો અથવા માણુસાઇ દયાના કાનુનો ધરાવવાનો દાવો કરી શકતો નથી. પોપે એક ખાસ Charter (સનદ) આપી હતી જેથી જે પ્રજા ખ્રિસ્તી નહતી તે પ્રજા પોર્ચુગીઝ અને સ્પેનીયાર્ડઝને હવાલે કરવામાં આવી હતી અને તેઓ જેવી રીતે ચાહે તેવી રીતે ત્યાંના રહેવાશીઓને ખ્રિસ્તી બનાવે એવી સત્તા આપવામાં આવી હતી. અને તેઓએ જે સત્તાનો કેવા છુટાપણાથી ઉપયોગ કીધો હતો તેનાથી ઇતિહાસો ભર્યા પડયાં છે. આ સર્વે જુલમ તરફ દોરનારા નિયમો અને બળાત્કાર વાળી વર્તણુંકનું મંડાણ ઇસુખ્રિસ્તના બોધ ઉપરથી થએલું છે. શું ઇસુખ્રિસ્તે કહ્યું નથી કે "તેમને જોર જુલમથી અંદર લાવો" (Compel them to come in) પણ **હજરત મોહમ્મદ સલ૦** ની વર્તણુંક આથી તદન ઉલટી હતી તેઓએ દેશ દેશના વ્યવવહારનો અને તેમની સાથે કેવી નીતિથી વર્તવું જોઇએ તેનો પુર્ણ ખ્યાલ રાખ્યો હતો. જ્યારે તેઓને સર્વ પ્રકારની સત્તા મળી અને જ્યારે તેઓ દસ હજાર માણુસો સહિત મકકાના દેવળમાં (કાઅબા શરીફમાં) દાખલ થયાં, અને જ્યારે તેઓએ ત્યાંની સર્વે મુર્તીઓનો નાશ કીધો ત્યારે તેઓએ પોતાના પહેલાંના દુશમનો પાસેથી લગારે બદલો ન લેતાં, અશકત અને નિર્બળ લોકોને આશ્રય આપવાનો, અને ગુલામોને મુકત કરવાનો અને રાજ્ય દ્રોહીઓને સામાન્ય માફી

આપવાનો હુકમ ફરમાવ્યો. હઝરત મોહમ્મદ સલ૦ એ માત્ર બીજી પ્રજાઓ સાથે નમ્રતા તથા સભ્યતાથી વર્તવાનો બોધ આપ્યો એટલુંજ નહીં પણ તેઓએ તેનો કાયદાઓમાં સગ્રહ કર્યો. સર્વ પરાજીત થએલી (હાર પામેલી) પ્રજાને તેઓએ ધાર્મિક સ્વતંત્રતા આપી. તેઓનો ધર્મ સ્વતંત્રતાથી પાળવા માટે તેઓને માત્ર નામની ખંડણી તરીકે જુજ રકમ આપવી પડતી હતી. જે કોઇ ઇસલામીઓને આ ખંડણી આપતો ત્યાર બાદ તેના ધર્મમાં હાથ નાંખવો તે ઇસલામના કાનુનો વિરૂદ્ધ બલકે હરામ હતું. શું બીજા ધર્મોએ આટલી બધી સ્વતંત્રતા પારકા ધર્મ વાળાઓને આપી છે?

**હઝરત મોહમ્મદ સલ૦** પોતાના વખતમાં જે જે લડાઇઓ લડયા હતા તે શા શા અને કેવા સંજોગો વચ્ચે અને તેમાં પારકી પ્રજાઓનો કેટલો ખ્યાલ રાખવામાં આવ્યો હતો તે અમે અમારા લખેલાં "**હઝરત મોહમ્મદ સલ**૦ના ટુંક જીવન વૃતાંત" નામના પુસ્તકમાં લખી ગયાં છીએ. એટલે અહીં લખી લંબાણ કરતાં નથી. જ્યારે મુસલમાનો કોઇ શતરૂઓ ઉપર જીત પામતા ત્યારે તેમને કહેતાં કે " તમે અમારી સાથે શતરૂતા રાખવી મુકી દયો અને અમારા મદદગાર બનો અને અમે તમારી પ્રત્યે વફાદાર નિવડીશું અથવા જઝીયો આપો અને અમે તમને તમારા સર્વે હકો આપીશું. તથા તમારા હકોનું રક્ષણ કરીશું. અથવા અમારો ધર્મ કબુલ કરો અને અમે જે હકો ભોગવીએ છીએ તે હકો .તમે પણ ભોગવો" ઇસલામીઓમાં જે કરૂણા અને દયાના કાનુનો લડાઇ સંબંધીના છે તે કુરઆને શરીફની આ આયત ઉપરથી સમજાશે.

> "જેઓ તમારી સાથે લડે છે તેમની સાથે તમે પણ ખુદાના ધર્મ
> "માટે લડો, પણ (તેમના ઉપર પહેલો હુમલો કરીને) હદથી
> "વધી ન જાઓ, કેમકે ખુદા હદથી વધી જનારાને પસંદ
> "કરતો નથી...;"

અર્થાત–આ સર્વે લખાણનો તત્વ સાર એજ છે કે ઇસલામે દેશ દેશની પ્રજા સાથેના વ્યવહાર બરાબર નીતિથી જાળવી રાખ્યાં છે અને તેણે ખ્રિસ્તીઓની પેઠે ધર્મના નામે કોઇ ઉપર જુલમ કર્યો નથી. તેણે જે તલવાર પકડી છે તે માત્ર પોતાનો બચાવ કરવા અર્થેજ. તે કોઇના

પણ ધર્મની વચમાં આડે આવેલો નથી. તેણે કદી ખ્રિસ્તીઓની પેઠે (Inquisition) (મઝહબી અદાલતો) સ્થાપી જુદા જુદા ધર્મ મત પડવાથી તેણે કોઇને ફાંસી દીધાં નથી અથવા જીવતાં બાળી મુકયા નથી. કોઇ માણસ, કે જેને ઇતિહાસનું સારી પેઠે જ્ઞાન છે તે ઇનકાર કરી શકશે નહીં કે ખ્રિસ્તીઓએ ઘણાં નિર્દોષોના લોહી વહેવરાવ્યાં છે. ઇંગલંડે જ્યારે પ્રોટેસ્ટન્ટ પંથ સ્વીકાર્યો ત્યારે પ્રેસબીટેરીયન પંથના લોક ઉપર જે જે જુલમો લાંબા સમય સુધી ચાલુ રહયાં છે તે કોઇ ના પાડી શકશે નહીં. સ્કોટલેન્ડમાં તેઓને પર્વત ઉપર હયવાનોની પેઠે શીકાર કરવામાં આવતાં હતાં, તેઓને ગરમ લાલ ધગધગતા લોઢાના સળીઆ-ઓથી ડામ દેવામાં આવતા હતા, તેઓના કાન જડ મુળથી ઉખેડી લેવામાં આવતાં હતાં, તેઓના પગના હાડકાં બુટોની નીચે કચરી નાંખવામાં આવતાં હતાં. સ્ત્રીઓને ખુલ્લાં મહેલ્લાઓમાં ચાબકાઓનો માર મારવામાં આવતો હતો. કેથોલીકસ લોકોને ફાંસી દેવામાં આવતી હતી, તેઓને રીબાવી રીબાવીને મારી નાંખવામાં આવતાં હતાં. એને બેપ્ટીસ્ટસ અને એહીમન્સને જીવતાંને જીવતાં બાળી દેતાં. મુસલમાનો અને યહુદીઓની પણ એજ સ્થીતિ હતી. સ્પેનમાં મુસલમાનોને બાળી દેવામાં આવતાં હતાં. અધ્યાપિલગી ખ્રિસ્તી ધર્મ પાળનાર અમેરીકા. જે કાળો ખ્રિસ્તી (હબશી) જો કોઇ સુફેદ લેડીને પરણે તો જીવતોને જીવતો બાળી મુકે છે, ખ્રિસ્તી ધર્મે ખ્રિસ્તીઓમાં આવો ક્રૂર અસર ઉત્પન્ન કીધો છે. જ્યારે ધર્માંધ ખ્રિસ્તીઓ અત્યંત ક્રૂરતાથી યહુદીઓને તથા નેસ્ટોરીયન્સોને કતલ કરતાં હતાં ત્યારે ઇસલામ એ સર્વેને આશ્રય ( અમાન ) આપતો હતો.* જ્યારે ખ્રિસ્તીઓ જાદુગરણીઓ અને અધર્મીઓને જીવતાંને જીવતાં બાળતાં હતાં ત્યારે ઇસલામીઓ પોતાની જે પ્રજા મુસલમાની ધર્મ પાળતી ન હતી તેને સર્વ પ્રકારના હકો આપતા હતા. સ્ટેટમાં તેઓને ભરોસાદાર પ્રજા જાણી તેમની સલાહ લેતા, રાજ્યમાં કોઇ પણ જાતનો હોદો લેવાનો તેમને મુસલમાનો જેટલોજ હક આપવામાં આવ્યો હતો.

જ્યારે મુસલમાનો અને ખ્રિસ્તીઓ વચ્ચે જેરૂસલમ વિષે યુધ્ધ ( ક્રુઝેડ* ) થયું ત્યારે ખ્રિસ્તીઓ કેવી રીતે વર્તયાં હતાં ? તેઓએ ન્હાના

---

*મી. જોન ડેવન પોર્ટ નામના અંગ્રેજ વિદ્વાન લખે છે કે—" ઇસલામ ધર્મ તલવારના બળવડે પ્રસર્યો એમ કહેવું જેમકે કેટલાંકે કહ્યું છે અને કહે છે એ

બાળકોના માથાં ભીંતો સાથે ટકરાવી ફોડી નાંખ્યા હતા. અસંખ્ય નિર્દોષ બાળકોનો નાશ કરવામાં આવ્યો હતો. માણસોને અગ્નિ ઉપર સેકવામાં આવ્યા હતા. કેટલાકોને તેઓ સોનું ગળી ગયાં છે કે નહીં તે તપાસવા માટે ચીરી નાંખવામાં આવ્યા હતા. યહુદીઓને તેઓના (Syne gogue) સીને ગોગ (સભાગ્રહ) માં મોકલી ત્યાં બાળી નાંખવામાં આવ્યા. આશરે (૭૦૦૦૦) સીતેર હઝાર માણસોની કતલ ચલાવવામાં આવી. આ વિજયમાં પોપનો Legate (ધર્મદુત) પણ ભાગ લેતો હતો પણ તેથી ઉલટાં મુસલમાનોને જુવો કે જ્યારે સુલતાન સલાહુદ્દીને ખ્રિસ્તીઓને મારી હઠાવી પાછું જેરૂસેલમ જીતી લીધું ત્યારે તેણે સર્વે ખ્રિસ્તીઓને મુક્ત કર્યા, તેઓને ખર્ચ માટે પૈસા અને ખોરાક પુરો પાડી સહીસલામત પાછા વળવાની રજા આપી.

---

મોહટી ભુલ છે. કેમકે જે લોકોમાં તઅસ્સુબ (ધર્માંધપણું) નથી તેઓ ખરેખર કહેશે કે મોહમ્મદનો ધર્મ (જેના પ્રસરવાથી માણસોના લોહી એટલે કુરબાનીને બદલે નમાઝ અને ખેરાત ચાલુ થઇ, અને જેણે અદાવત તથા નિરંતરના ઝગડાઓની જગ્યાએ ઉદારતા અને સદાચાર વિચારનો આત્મા ફુકી દીધો અને જેનો મોહટો અસર સભ્યતા ઉપર પડયો) પુર્વ વાશી દુનીઆ માટે ખરેખર એક મહા મોહટો બરકત સમાન હતો અને તેથી ખાસ કરીને તેને એ લોહી વહેવરાવનાર યુક્તિઓની જરૂર નહી પડી હોય જે કુર યુક્તિઓ કાંઇ પણ અપવાદ અથવા તફાવત વિના મુસાએ મુર્તિ પુજક કોમને નેસ્ત અને નાબુદ કરવામાં વાપરી હતી." આગળ ચાલતાં ઉપલાજ સાહેબ લખે છે કે "નાઈસા" ની કાઉન્સીલમાં એ વાત થઇ હતી કે પહેલાં શહેનશાહ કોન્સટેન્ટાઇને પાદરી મંડળને એવી સત્તા આપી હતી કે જેના પરિણામ હયબતનાક આવ્યા હતા. અને તે સર્વેનો સાર નીચે પ્રમાણે છેઃ—"લગભગ બસ્સો વર્ષ સુધી ખ્રિસ્તીઓએ તુરકો ઉપર જે ફુચેરો કીધી હતી અને તેમાં જે લાખો માણસો કપાઇ ગયા હતા તે ખુનરેઝી અને બરબાદી, બે વખત માણસે બેપટીઝમ લેવું નેઇએ એમ જેઓ માનતા ન હતા તેઓનું કતલ થવું, રાયન સમુદ્રથી લઇને કે ઉત્તર સુધી રોમન કેથોલીક પંથના લોકોનું અને લુથરના શિષ્યોનું કતલ થવું, આઠમા હેનરી અને તેની સ્ત્રી "મેરી" ના હુકમથી ચાલેલી કતલ, ફ્રાન્સમાં સેન્ટ બારથોલોમયુની કતલ, અને ચાલીસ

ઇસલામીઓએ પોતાના રક્ષણાર્થે તલવાર પકડી પણ ખ્રિસ્તીઓએ માત્ર મત અને વાદના તફાવત દૂર કરવા માટે તલવાર પકડી અસહ્ય જુલમો કીધાં. જ્યાં ખ્રિસ્તી ધર્મ ચાલતો હતો ત્યાં બીજો ધર્મ મુશકેલીથી પાળી શકાતો હતો. પણ ઇસલામીઓમાં તે નથી મુસલમાનો માત્ર બીજા ધર્મવાળાઓ પાસેથી મીત્રાચારી અને દેશની સલાહ સંપ જાળવવાની ગેરેન્ટી લેતાં તેઓનું રક્ષણ કરવા માટે નજીવો વેરો (જઝીઓ) લેતાં અને પોતાના જેવા સરખા હકો આપતાં, અથવા ઇસલામ કબુલ કરવાનું કહેતાં.

---

વરસ સુધીની બીજી ઘણી ખુનરેઝીઓ, પેહલા ફ્રાન્સીસના સમયથી કે ચોથા પારીસમાં દાખલ થવા સુધી, Inquisition (એવી અદાલત કે જેમાં ખ્રિસ્તી ધર્મ નહીં માનનારા અથવા જુદો મત ધરાવનારાઓને શિક્ષા કરવામાં આવે) ની આજ્ઞાથી કતલનું ચાલવું જે અદ્યાપિ લગી ધિક્કારને પાત્ર છે, કેમકે તે કતલ મજકુર અદાલતની આજ્ઞાથી ચાલી હતી અને જ્યારે પોપ પોપની સાથે અને બીશપ બીશપની સાથે લડી રહયો હતો એ વીસ વરસની ખરાબીઓનું કે જેની હદ વિષે તો કાંઈ પુછવુંજ નહી. ઝેર ખવરાવવું અને એક બીજાને મારી નાંખવાના બનાવો તેર ચૌદ પોપની નિર્દય લુટો, તેમના ઉધ્ધતાઈ અને લોભ ભર્યા દાવા જે દરેક પ્રકારની ક્રુરતા અને ભ્રષ્ટતાની રૂએ એક "નેરો +" અથવા એક ગેલીગ્યુલા +" કરતાં પણ વિશેષ હદ બહાર નીકળી ગયાં હતાં. આખર આ ત્રાસદાયક ભયંકર અને નોંધ પુરી થવાને માટે એક કરોડ વીસ લાખ નવી દુનીઆના માણસોનું હાથમાં Cross (સલીબ) સુધ્ધાં કતલ થવું !! ખરેખર કબુલ કરવું જોઇએ કે આ એક ધિક્કાર પાત્ર લગભગ નહીં કપાય એવી લડાઇઓની લંબાણ ચૌદસો વરસ સુધી ચાલી કે ખ્રિસ્તીઓ સિવાય તેવી લંબાણ બીજી કોઈ જગ્યાએ ચાલુ રહી નથી. અને જે કોમો ઉપર મુર્તિ પુજક હોવાનું મહેણું મારવામાં આવે છે તેમાંના કોઇએ પણ ધાર્મિક દલીલોની રૂએ એક ટીપું પણ લોહીનું વહેવરાવ્યું નથી.' મી. ગોડ ફ્રે હેગીન્સ નામના અંગ્રેજ વિદ્વાન લખે છે કે "ખ્રિસ્તી પાદરીઓની જીભથી ઇસલામ ધર્મની નિંદા એ કારણથી સાંભળવામાં આવે છે કે તેમાં તઅસ્સુબ (ધર્માંધપણું) વધારે છે, અને તેમાં બીજા ધર્મવાળાઓને સ્વતંત્રતા નથી. આ એક વિચીત્ર વિચાર અને તેઓનું કપટ છે. એ કોણ હતો? (ખ્રિસ્તી) જેણે મેકસીકો અને

---

+. +. રૂમના બે બાદશાહ દુષ્ટ કયસરોના નામ છે.

અમારા આ સર્વે લખાણ ઉપરથી વાચકો સમજી શક્યાં હશે કે ઇસ્લામીઓએ જે હથીઆરો પકડયાં તે પોતાના બચાવ માટે અને પોતાના રાજ્યમાં અમન (સુખ શાંતી) જાળવવા માટેજ ઘણાં ખ્રિસ્તીઓ આંખે પાટા બાંધીને એમ કહે છે કે **હઝરત મોહમ્મદ સલ૦**એ તલવારના બળવડે મુસલમાની ધર્મ પ્રસાર્યો તે વાત ક્યાં છે? કુરઆને શરીફમાં કોઇ પણ જગ્યાએ તલવારથી ધર્મ પ્રસારવાની આજ્ઞા નથી—જેમકે તે વારંવાર ફરમાવે છે.—

"પાકી વાત સમજાવીને અને સારી નસીહત (શીખામણ) કરીને
" (તેઓને) (હે રસુલ!) પોતાના પરવરદિગારના રસ્તા તરફ બોલાવ,
" અને તેઓની સાથે એવી રીતે વિવાદ કર કે જે રીત ઘણી સરસ હોય."

"ખુદાની તાબેદારી કરો અને પયગમ્બરનું કહેલું માનો, પછી જો
"તમે મોંહ ફેરવી લેશો તો અમારા પયગમબર ઉપર તો માત્ર
"હુકમોનું પોંહચાડી દેવુંજ છે"

---

પેરોના લાખો રહેવાશીઓને કતલ કર્યા હતા. અને તેઓ સર્વેને ગુલામ બનાવી એટલા માટે આપી દીધાં હતાં કે તેઓ ખ્રિસ્તી ધર્મ પાળતાં ન હતાં. તેના મુકાબલામાં મુસલમાનોએ ગ્રીકસમાં શું કર્યું? એક કેટલી સદીઓ થઈ ખ્રિસ્તીઓ અમન અને અમાનની સાથે સુખ શાંતીથી વસે છે. અને તેઓના ધર્મ, તેઓના પાદરી, તેમના બીશપ અને તેમના મહાત્માઓ, અને તેમના દેવળો સબંધી કોઇ પણ પ્રકારની અડચણ લેવામાં આવતી નથી." પછી આગળ ચાલતાં એજ સાહેબ લખે છે કે—"જ્યારે મુસલમાન વિજય પામતા હતા, અને હાર પામેલી પ્રજા મુસલમાન થતી હતી ત્યારે તરત તેમને મુસલમાનો જેવાંજ હક મળતાં હતાં. એક ઘણાંજ દાનિશમંદ વિદ્વાને સેરેસીન એટલે હિજાઝ વાશી મુસલમાનોના સંબંધમાં વર્ણવ્યું છે કે તેઓ કોઇ પણ માણસને ઇજા કરતાં ન હોતાં અને તેમના રાજ્યમાં યહુદી તથા ખ્રિસ્તી સર્વે ખુશ હતાં. પણ મુર એટલે બારબેરીયાના રહેવાશી મુસલમાનો જેઓ સ્પેનમાં રહેતાં હતાં તેઓને એટલા માટે દેશ નિકાલ કરવામાં આવ્યાં હતાં કે તેઓ ખ્રિસ્તી ધર્મ કબુલ કરતા નહોતાં. અને આમ કરવાનું કારણ હું એમ ધારું છું કે તેઓ (મુસલમાન) પોતાની દલીલોથી ખ્રિસ્તીઓમાંના શાહિઓ ઉપર એવા ફાવી ગયા હતા કે અજ્ઞાન શાહીઓ એમજ સમજતા

" તું તેઓ ઉપર કોઇપણ રીતે બળાત્કાર વાપરનારો નથી. તો જે
" માણસ અમારા અઝાબ (શિક્ષા) ના વાયદાથી બીહે તેને કુરઆનની
" સાથે નસીહત કર "

" જો તારો પરવરદિગાર ચાહતે તો દેશના લોકો સરવે એકઠાં ઇમાન
" લાવતે; તો શું તું લોકો ઉપર બળાત્કાર કરી શકે છે એટલા માટે
" તેઓ અંતઃકરણ પુર્વક મુસલમાન બની જાય ?

---

હતા કે તેઓની દલીલોનો જવાબ મઝહબી અદાલતો( Inquisition ) ના અન્ન આપવાથી અને તલવારથી થઇ શકશે. અને મને એમાં જરાએ સંદેહ નથી કે, મુસલમાનોને જવાબ દેવામાં તેઓ જેટલાં અશક્ત હતાં તેટલાંજ પ્રમાણમાં તેઓનો આ વિચાર ખરો હતો. જે મુલકોને મુસલમાનો ફતેહ કરતા હતા ત્યાંના ગરીબ રહેવાશી જોઇએ તો તેઓ યુનાની ઈરાની અથવા સ્પેનીસ હોય, તેઓને જેમ ખ્રિસ્તીઓ કહે છે તેમ કતલ કરવામા આવતાં નહતાં. બલકે વિજય પામતાંજ તેઓને અમન આમનમાં પોતાના માલ મિલકતમાં સ્વતંત્રતાથી મુકી દેવામાં આવતા હતા. અને આ પાછલા હક માટે તેઓને નહીં જેવો વેરો આપવો પડતો હતો જે કોઇને જરાએ ભારે પડતો નહીં." પછી લખે છે કે "ઇસલામમાં કોઇ માણસને ઇસલામ ધર્મ કબુલ ન કરવાના કારણ માટે કતલ કરવામાં આવ્યો હોય, અથવા જીવતો ને જીવતો બાળવામાં આવ્યો હોય અથવા જબરદસ્તીથી મઝહબી અદાલતો સ્થાપી હોય એવો મને એકે દાખલો મળતો નથી" પછી આગળ ચાલતાં લખે છેકે "આ ધર્મ તઅસ્સુબવાળો કહેવાય ? મુસાએ કીનઆનવાશીઓની સાથે અને રપુઇલે અગાગ (અમાલેકા કોમનો એક બાદશાહ હતો જે હઝરત મુસાની સાથે લડયો હતો ) ની સાથે અને શહેર જેબીન (જેરૂસલમની પાસે ઉત્તર દિશાએ એક મુર્તિ પુજકોનું શહેર હતું ) ના રહેવાશીઓ સાથે તેણે કેવી વર્તણુંક ચલાવી હતી તે પહેલાં વાંચો પછી મુકાબલો કરી જુવો." બીજાં ઘણાંજ અંગ્રેજ વિદ્વાનોના એ વિષેના મત કે **હઝરત મોહમ્મદ સલ૦** નો ધર્મ તલવારના બળ વડે નહીં પણ તેના સુશિક્ષણના પ્રતાપે પ્રસર્યો છે એ અમોએ અમારા લખેલાં **હઝરત મોહમ્મદ સલ૦**ના **ટુંક જીવન વૃતાંત** નામના પુસ્તકમાં લખ્યાં છે તેથી અતરે લખતાં નથી

જાણવું જોઇએ કે આવા પ્રકારની બીજી ઘણી આયતો છે અને તે, જ્યારે **હઝરત મોહમ્મદ સલ૦** પોતાની પુર્ણ સત્તામાં હતાં, અને જ્યારે તઓની આસપાસ મોહાજરીન (મક્કાથી મદીના સાથે આવલા અસહાબો) અને અનસારો (મદીનાવાશીઓ) ની સંખ્યા વીંટળાઇ વળી હતી, ત્યારે ઉતારવામાં આવી હતી, કેટલાંક કહે છે કે આ આયતોની આજ્ઞાઓને **હઝરત મોહમ્મદ સલ૦** મદીનામાં તશરીફ લાવ્યા તે પછી બદલી નાંખી એ વિચાર્યા વિનાની વાત ઇસલામનો એ હુકમ કે " રસુલનું કામ માત્ર આજ્ઞાઓ પહોંચાડવાનું છે અને ધર્મમાં લગારે બળાત્કાર નથી " તેનાથી બાતલ થાય છે. ખરેખર **હઝરત મોહમ્મદ સલ૦** મદીનામાં આવ્યા ત્યારે લડાઇઓ લઢવામાં આવી. પરંતુ તે અમે ઉપર લખી ગયાં તેમ પોતાનો બચાવ કરવા માટે અને શહેરને સુખ શાંતીમાં રાખવા ખાતરની હતી.



# પ્રકરણ વીસમું.



## સુલેહ અને સંધીના સમયે મઝહબી સ્વતંત્રતા.

અમારા આ સર્વે લખાણ ઉપરથી સાબીત થતું આવ્યું છે કે ઇસલામનો કોઇ હુકમ પણ, બળાત્કારથી મુસલમાન બનાવવાનો જોવામાં આવતો નથી. પરંતુ સુખ શાંતી જાળવવા માટે હથીયાર ઉપાડવા એ તો ચોખો ન્યાયજ છે. જે લોકોની સાથે સુલેહ સંધી કરવામાં આવે તો તેઓની સાથે ઇસલામીઓએ કેવો સંબંધ રાખવો જોઇએ તે વિષે ઇસલામના હુકમો જુવો કુરઆને મજીદમાં આવ્યું છે કે:—

"પુર્ણ કરો કરાર અલ્લાહનો (એટલે અલ્લાહને વચમાં રાખીને જે
"કરાર કર્યો છે તેને પુર્ણ કરો) જ્યારે કે તમે કરાર કર્યો હોય
"અને પોતાની પ્રતિજ્ઞાઓને તોડો નહીં તેમને મજબુત કરવા પછી;
"અને ખરેખર તમે અલ્લાહને પોતાનો જામીન કીધેલ છે, ખરેખર
"તમે જે કાંઇ કરો છો તેને અલ્લાહ જાણે છે."

સુરએ તવબા કે જેમા ખુદાએ ઘણાંજ ગુસ્સાથી લડાઇનો હુકમ આપ્યો છે તેમા ફરમાવે છે કે:—

"જે મુશરિકો સાથે તમે કરાર કર્યા છે. પછી તેઓએ તેને પુર્ણ
"કરવામાં કાંઇ કમી કીધી નથી, અને ન (તેઓએ) તમારી વિરૂદ્ધ
"કોઇની મદદ કીધી; તો તમે પુરો કરો (પાળો) તેઓની સાથે
"તેમનો કરાર તેમની મીઆદ સુધી ( એટલે કરાર સંધીની મુદ્દત
"સુધી બરાબર કરારનામાને પાળો) ખરેખર અલ્લાહ પરહેઝગારોને
"દોસ્ત રાખે છે."

શું આ કરતાં વધારે સરસ મુશરિકોનો પક્ષ થઇ શકે છે? કરારનામા અને સંધી–સલાહ પાળવાની જે આજ્ઞાઓ ઇસલામે આપી છે તેથી વધુ સારી અને મુશરિકોના હકમાં વધુ દયા ભરી બીજી કોઇ આજ્ઞાઓ હોઇ શકે છે? સુરએ નિસા જે હિજરતની પછી મદીનામાં ઉતારવામાં આવી તેમાં છે કે—

"જો કોઇ મુસલમાનના હાથથી કોઇ મુસલમાન ભુલથી માર્યો જાય
"તો કાતિલે એક મુસલમાન ગુલામ મુક્ત કરવો જોઇએ અને જો
"તે મગદુર ન હોય તો સાઠ રોઝા રાખવા જોઇએ અને તે ઉપરાંત
"મકતુલ (કતલ કરવામાં આવેલ) ના ખુનની કીંમત તેના
"કુટુંબીઓને આપવામાં આવે; પછી જો તે મકતુલ એક એવી
"કોમમાંનો છે કે જેઓને અને મુસલમાનોને દુશમની છે અને તે
"મકતુલ મુસલલાન છે તો કાતિલને માત્ર મુસલમાન ગુલામજ મુક્ત
"કરવો પડશે. અને જો મકતુલ એવી કોમમાંથી છે કે તે કોમ અને
"મુસલમાનો વચ્ચે સધી (કરાર) છે તો કાતિલને ગુલામ પણ
"મુકત કરવો પડશે અને મકતુલના ખુનની કીંમત તેના કુટુંબીઓને
"પણ આપવી પડશે."

વાચકો! ઇસલામે સંધી–સલાહ વિષે જે હકો મુસલમાનોને આપ્યા છે તેજ હકો જે કાફરોની સાથે સંધી કરવામાં આવી છે તે કાફરોને પણ આપ્યા છે તે ઉપરની આયતો ઉપરથી આપે જાણ્યું હશે, જે લોકોની સાથે સલાહ–સંધી (કરાર) કરવામાં આવેલ હોય, તેઓ જો દગો રમતાં જણાય તો સંધી સલાહની શરતો તોડી નાંખવાની પરવાનગી આપવામાં આવી છે પણ એવી મધ્યમતા અને એવા ન્યાયપુર્વક તે સંધીની શરતો તોડવાની પરવાનગી આપી છે કે તે લોકોને લગારે નુકસાન પહોંચવા પામે નહીં અને તે પરવાનગી નીચલા કુરઆનના શબ્દો છે.

"બંને ટોળાં સરખી સ્થીતીમાં રહે, અને તેમાં લગારે દગો થવા
"પામે નહી કેમકે અલ્લાહ તઆલા વિશ્વાસઘાત કરનારને
"દોસ્ત રાખતો નથી."

ખાસ લડાઇના સમયમાં જો કોઇ મુશરિક અથવા કાફર પનાહ (આશ્રય) માંગે તો તેને પનાહ આપવાની આજ્ઞા આપવામાં આવી છે, બલકે એ આજ્ઞા પણ આપી છે કે તેને તેની સુખ શાંતીની જગ્યામાં પહોંચાડી દેવામાં આવે. સંધી સલાહ વિષે આ કરતાં વધારે સારાં અને દયાભર્યા બીજાં કયાં કાનુન હોઇ શકે છે. જેમકે **હઝરત મોહમ્મદ સલ૦** એ અરબોના ઘણા કબીલાઓ સાથે અને મદીનાના યહુદીઓ સાથે કરાર નામાં કર્યાં જેનો મુળ ભાવાર્થ એજ હતો કે દેશની સુખ શાંતી જળવાઇ રહે અને લોકો સુખ ચેનથી ખુદાની વાણીને સાંભળે પછી જેનું મન ચાહે તે ઇમાન લાવે અને જેનું મન ન ચાહે તે ઇમાન ન લાવે. મુસલમાન થવા બાબે કોઇ પણ પ્રકારનો બળાત્કાર વાપરવામાં આવતો ન હતો.

